જેટલું જ્ઞાન સામર્થ્ય પોતાનામાં પ્રકટેલું અનુભવાય પછી તેમના જેવું વર્તન કરવાને અડચણ નથી. અમુક ભૂમિકા પ્રાપ્ત થતાં પછી વિધિ નિષેધ રહેતા નથી અને તે દશામાં તે બાધ પણ કરતા નથી. અમુક ખાવાથી કે ન ખાવાથી અથવા મોટા પુરૂષો અમુક ખાય છે અને અમુક નથી ખાતા, તે ઉપરથી તેમનું તેવું અનુકરણ કર્યાથી કંઇ આગળ વધી શકાતું નથી, તથા સિદ્ધ દશા પ્રાપ્ત થઇ જતી નથી. આગળ વધવાનાં તથા સિદ્ધ દશા પ્રાપ્ત કરવાનાં કારણો બીજાં છે. તો તે કારણો વા તે સાધનોનો જ આશ્રય લેવો હિતકર છે.

ગમે તો માંછલાં હોય કે ગમે તે પ્રાણી હોય. પરંતુ તેમને આત્મા તો છે જ. તે જીવતો છે જ. જેથી આપણે પણ જીવ હોવાથી તે આપણા ભાઇ બેન જ છે, એવું યોગિનીમાં શ્રી વિશ્વવંદ્ય મહાત્માનું કથન છે. જેથી તેમને મારીને ખાઇ જવાં એ આપણા ભાઇબેનને મારીને ખાઇ જવા તુલ્ય છે. આત્મા વા જીવ આપણામાં અને તેમનામાં સમાન છે. માત્ર શરીર જૂદાં છે.

આ સંબંધમાં અત્ર અધિક ચર્ચા નિરર્થક છે. કારણ કે તે પ્રકારની ચર્ચા કોઇ સ્વતંત્ર લેખમાં થવાની જરૂર છે.

સ્વલ્પમાં આ વિષય પુરતુ જણાવવાનું એટલું જ છે કે યોગાભ્યાસીએ જે આહાર રજોગુણની તથા તમોગુણની વૃદ્ધિ કરનાર હોય તે ત્યાજ્ય અર્થાત્ ત્યજવા યોગ્ય છે. કારણ કે શરીરમાં અને મનમાં જડતા આણનાર છે જેથી સાધનમાં બહુ જ વિઘ્નકર્તા છે. પ્રથમ તે શરીરમાં જડતા આણે છે અને પછી તે મનમાં પણ જડતા પ્રકટાવે છે. યોગમાં મનને સત્વયુક્ત અને શુદ્ધ કરવાનું હોય છે. અને જો તામસ આહાર લેવામાં આવે છે તો તેથી તે જડભાવને પામે છે અને તેથી તે ઊર્ધ્વગતિને પામી શકતું નથી.

જે જે લોકો આ પ્રકારનો નિયમ પાળતા નથી અર્થાત્ જે રાજસ તામસ આહારનો ત્યાગ કરતા નથી પણ ગમે તે ખાય છે અને પછી યોગાભ્યાસ કરે છે, તે આગળ વધી શકતા નથી. આનું કારણ આજ છે.

આજે યોગનાં પુસ્તકો ઘણાં લખાયાં છે અને ઘણાં વંચાયાં છે તથા વંચાય છે. તે વાંચીને કે કોઇ પાસેથી માર્ગ જાણીને ઘણા મનુષ્યો આજે યોગ માર્ગમાં આગળ વધવાને પ્રયત્ન કરે છે. પરંતુ

જનસમાજ પ્રત્યે દૃષ્ટિ કરીએ તો જણાય છે તે આગળ વધી શકતા નથી અને યોગવિદ્યાનાં જે ફળ પ્રકટ થવાં જોઈએ તે ફળને પ્રકટ કરી શકતા નથી; તેનું કારણ એ જ છે કે આરંભમાં તેમણે જે સાવધાનતા રાખવી જોઈએ તે સાવધાનતાને સેવતા નથી, અને મનસ્વિપણે વર્તે છે, આ પ્રમાણે હોવાથી નથી તો તે પોતાના શરીર ઉપર કાબુ મેળવી શકતા કે નથી તો તે મન ઉપર મેળવી શકતા.

એકલા યોગ માર્ગનો અભ્યાસ કરનારે આહાર વિહારનો વિચાર કરવાનો છે એમ નહિ પરંતુ આ લેખકનું માનવું છે કે ભક્તિ અને વેદાંત માર્ગનું અવલંબન કરનારે તથા તે માર્ગે જનારને પણ તે પ્રમાણે કરવાની જરૂર છે. કારણ કે તેમાં પણ જડતા અને ચંચળતા રહિત શરીર અને મન ઘણું ઉપયોગી થઇ રહે છે. રાજસ તામસ આહાર જે જે ગણાતા હોય તે સર્વ પરમાર્થ સાધકે અગ્રહપૂર્વક વર્જ્ય છે. કયો આહાર રાજસ છે, કયો તામસ છે અને કયો સાત્વિક છે તેનું શ્રી ભગવદ્ગીતામાં જણાવેલું છે. ટુંકામાં કહીએ તો જડતા પ્રકટાવનાર હોય તે તામસ આહાર છે; જે ચંચળતા પ્રકટ કરનાર હોય તે રાજસ આહાર છે, અને જે સત્વની અભિવૃદ્ધિ કરનાર તથા શરીર અને મનને સ્થિર કરનાર તથા જ્ઞાનને પ્રકટ કરનાર તથા આવરણને ન્યૂન કરનાર હોય તે આહાર સાત્વિક છે.

અમને સમજાતું નથી, કે શા માટે લોકો બસ અમુક ખાવાથી શી હાનિ છે, અને બસ અમુક શામાટે ન ખાવું જોઇએ, કહીને વ્યર્થ ઝગડામાં ઉતરે છે, અને બીજાને તેનો બોધ કરવા નીકળી પડે છે! તેમણે બન્ને પ્રકારનો આહાર સેવી લેવો ઘટે છે અને પછી જોવું ઘટે છે કે પોતાને લાભ શાથી જણાય છે, જે લોકો આ પ્રકારના ઝગડા કર્યા કરે છે ને જો આહાર બદલી જુએ, તો તેમને સમજાયા વિના નહિ જ રહે કે આહારની શરીર અને મન ઉપર કેટલી બધી અસર થાય છે, તથા તે સાધનક્રમમાં કેટલો વિઘ્નકારક તથા કેટલો ઉપકારક છે.

છાંદોગ્યઉપનિષદમાં એક ઠેકાણે કહ્યું છે કે

**अन्नमशितं त्रधा विधीयते । तस्य यः स्थविष्ठो धातुस्तत् पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥**

આપણે જે અન્ન ખાઇએ છીએ તેનો ત્રણ પ્રકારમાં પરિણામ થાય છે. અન્નનો જે સ્થૂલ ભાગ છે તેમાંથી પચીને મલ બને છે, જે મધ્યમ ભાગ છે તેમાંથી રસ વગેરે થઇને માંસ વગેરે બને છે. અને જે સૂક્ષ્મ ભાગ છે તેમાંથી મન બને છે.

આ છાંદોગ્યઉપનિષદ્‌નું વાકય બહુ જ મનનીય અને ઉપયોગી છે. અન્ન અથવા આહારની અસર આપણા શરીરની પ્રત્યેક ધાતુ ઉપર તથા પ્રત્યેક સ્થૂલ સૂક્ષ્મ અવયવો ઉપર અને મગજ તથા મન ઉપર થાય છે, એ પ્રકારની શોધ પાશ્ચાત્ય વિજ્ઞાનમાં નહિ થઇ હશે તો હવે પછી થશે. જેમને આ વચનોની મહત્તા ન સમજાતી હોય તેમણે થોડો વખત અર્થાત્ એક બે વર્ષ માત્ર સાત્ત્વિક આહાર ઉપર રહી જોવું એટલે સ્પષ્ટ થશે કે તેમાં કેટલું માહાત્મ્ય રહેલું છે અને પરમાર્થ સાધનમાં તે કેટલું ઉપયોગી છે.

યોગાભ્યાસીએ જેમ આહારનો વિવેક કરવાની જરૂર છે તેમ તેણે સંગતિનો પણ વિવેક કરવાની જરૂર છે. જે સંગતિ તેના સાધનમાં ઉપકારક નથી તેવી સંગતિનો અર્થાત્ તેવાં મનુષ્યોનો સંગ વર્જ્ય છે.

ઘણાએ યોગને સાધવાની ઇચ્છાવાળા બીચારા પ્રતિકૂલ સંગતિનો ત્યાગ કરી શકતા નથી, જેથી તે પ્રાપ્ત સાધનથી ભ્રષ્ટ થાય છે. વળી પોતાનાં સગાં વહાલાંની સંગતિ વા સંગ પણ આ કાર્યમાં વિઘ્નકર્તા છે. તેમના વાતાવરણમાં રહેવાથી યોગસાધકના મન ઉપર તેની અસર થાય છે અને તેથી તે પ્રાપ્ત કર્તવ્યથી ભ્રષ્ટ થઈ રહે છે.

ત્યારે શું કરવું આ સર્વને છોડી જતા રહેવું? હા, સત્ય કહીએ તો આ વ્યવહારમાં રહેવું, ન્યાતજાતમાં જમવા જવું, સગાં વહાલાંને મળતા રહેવું, વરઘોડા અને મીજલસોમાં ભાગ લેવો, અને યોગ સાધવો એ બને તેમ નથી. જે આ પ્રમાણે કરે છે. તે કેટલા આગળ વધ્યા છે તે જરા તપાસી જુઓ. અથવા જે પોતે આ પ્રમાણે કરતા હોય તેમણે પોતે જ પોતાના જીવનને તપાસી જોવું એટલે સમજાશે કે તેમની કેટલી વૃદ્ધિ આ દિશામાં થઇ છે. દહીંમાં અને દૂધમાં પગ રાખવાથી કંઇ જ સધાતું નથી. જે તે એકમાં જ પગ રાખવો હિતકર છે. એકી કાળે વ્યવહાર અને પરમાર્થ સાધી શકાતો નથી. જેમાં પ્રધાનપણે સમય ગાળવામાં આવે છે તે જ એક સધાય છે. વ્યવહારને પ્રધાનતા આપનાર તેને જ સાધી શકે

છે. અને પરમાર્થને પ્રધાનતા આપનાર તેને સિધ્ધ કરી શકે છે. એકી કાળે બન્નેને કોઇ સિધ્ધ કરી શકતું નથી. તેથી એકાંતવાસ એ જ યોગાભ્યાસમાં ઉપકારક છે. પરંતુ તે પ્રમાણે જેમનાથી ન બને તેમણે શું કરવું? તેમણે જનસંગ જેમ બને તેમ ઓછો સેવવો. સગાંવહાલાં અને મિત્રોની સંગતિ વ્યવહાર પુરતી જ રાખવી, અને પોતાનો ઘણો સમય પરમાર્થ સાધનમાં ગાળવો.

વળી હાલનો આપણો વ્યવહાર પણ યોગાભ્યાસનો વિરોધી છે. આ પ્રકારના વ્યવહારમાં રહીને યોગાભ્યાસમાં કોઇ આગળ વધી શકે એમ બનવું અસંભવિત જ છે. તેથી વ્યવહારને ગૌણતા આપવી ઘટે છે, જો યોગાભ્યાસ કરવો હોય તો.

વ્યવહારનું શું ફળ છે તે આજે આપણને કંઇ અપ્રત્યક્ષ નથી. જે લોકો વ્યવહારને સાધે છે, અને જે તેની ઉત્તમ સિધ્ધિને પામે છે તેમને શું ફળ મળે છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. હવે આપણે જો આ ફળ જોઇતું હોય તો તેમની પેઠે વ્યવહારને સાધવો. અને નક્કી માનવું કે, તેમને જે ફળ મળે છે તે જ આપણને મળશે. એથી ઉચ્ચ ફળની આશા વ્યવહારમાં રાખવી એ નિરર્થક છે.

પરંતુ યોગાભ્યાસનું વા પરમાર્થસાધનનું ફળ તો આથી ઘણું ઉચ્ચ છે, આથી હજારગુણું શ્રેષ્ઠ છે. તેથી જેમને આ ઉચ્ચ ફળ જોઇતું હોય તેમણે વ્યવહારને ગૌણપણે સેવીને પરમાર્થને જ પ્રધાનપણે સેવવો ઘટે છે. આ પ્રમાણે કર્યા વિના અલૌકિક લાભની પ્રાપ્તિ થતી નથી, એ નિશ્ચય સમજવું.

તેથી યોગાભ્યાસ કરવા ઇચ્છનારે વ્યવહારને ગૌણસ્થાન આપીને પ્રધાનપણે આ અભ્યાસ કરવાનો છે. જેમ બને તેમ વ્યવહાર જાળને ન વિસ્તારતાં તેને ટુંકાવવી ઘટે છે. અથવા તો વર્ષમાં અમુક માસ અવશ્ય આ કાર્ય માટે કાઢીને કોઇ એકાંત સ્થાનમાં જઇને આ અભ્યાસની વૃદ્ધિ કરવી ઘટે છે.

પુનઃ આપણે આ પ્રકરણના અંતમાં કહીએ છીએ કે યોગાભ્યાસીએ આહારવિહારની સાવધાનતા આગ્રહપૂર્વક સેવ્ય છે. રાજસતામસ આહાર ત્યજીને તેણે સાત્વિક આહાર સેવવો ઘટે છે, અને તે પણ ન્યૂન પ્રમાણમાં અર્થાત્ સુખપૂર્વક પચી શકે તેટલો જરૂર પુરતો જ આહાર લેવો ઘટે છે. વ્યવહારનું એટલું કામ ન કરવું કે જેથી શ્રમિત થઇ જવાય. કેમકે તે પ્રમાણે શ્રમિત થઇ જવાથી

પછી આ સાધનમાં ઉત્સાહ રહેતો નથી. મિત્રો તથા સગાંસંબંધીનો સંગ બને તેમ ઓછો રાખવો ઘટે છે. અને નિયમિત સાધનક્રમ સાધવો ઘટે છે. એક દિવસ બે કલાક અને બીજે દિવસે અર્ધો કલાક, ત્રીજે દિવસે ત્રણ કલાક અને ચોથે દિવસે બીલકુલ નહિ, એમ અભ્યાસ કરવાથી અર્થસિદ્ધિમાં વિલંબ થાય છે. તેથી નિત્ય નિયમિત અભ્યાસ સેવવો ઘટે છે, અને તે પણ જે સમય સાંજ સવાર તેને માટે નક્કી કર્યો હોય તેજ વખતે તે સેવવાની જરૂર છે. એક દિવસે સવારે પાંચ વાગે સધાય, બીજે દિવસે આઠ વાગે, ત્રીજે દિવસે ચાર વાગે અને ચોથે દિવસે બાર વાગે, તો તે પણ યોગ્ય નથી. સવારના ચાર, પાંચ કે ૭ વાગે અને સાંજે ૭, સાત કે આઠ વાગે જે સમય સાધનાભ્યાસ માટે નક્કી કર્યો હોય તે સમયે જ તે સાધવો જોઇએ, ત્યારે જ તેનો લાભ સત્વર જણાય છે તથા સાધનક્રમમાં ત્યારે જ વેગથી વૃદ્ધિ થાય છે.

ઘણા મનુષ્યો એવી ફરીઆદ કરે છે કે અમને નિત્ય નિયમિત સમય સાધનાભ્યાસ સાધવાનો વખત મળતો નથી, અને તેવી અમને અનુકૂલતા નથી, તો અમે શું કરીએ ? આ મનુષ્યોની સ્થિતિ સત્ય છે કે તેમના કહેવા પ્રમાણે પ્રતિકૂલ હોય છે, પરંતુ તેથી શું ? અર્થાત્ તે જો અનિયમિતપણે ગમે તે સમયે ક્રિયા કરે તો તેથી જે લાભ સત્વર થવો જોઇએ તે નથી થતો. તો આવા મનુષ્યોએ શું કરવું ? તેમણે એ કરવું કે વ્યવહારનો ભોગ આપવો. વ્યવહારની સિદ્ધિ કરતાં પરમાર્થની સિદ્ધિનું ફળ ઉપર જણાવ્યા પ્રમાણે હજાર ગુણ શ્રેષ્ઠ છે, જેથી તેમણે વ્યવહારના ભોગે પરમાર્થ સાધવો ઘટે છે, જો તેમને પારમાર્થિક ફળ જોઇતું હોય તો. નહિ તો તેઓ વ્યવહાર સાધે અને પરમાર્થ સાધવાની ઇચ્છા રાખે તેથી શું બને ? તેથી કંઇ પરમાર્થનું ફળ મળી જાય ખરૂં ? તેથી કાંતો તેમણે વ્યવહારનો ભોગ આપવો, અથવા તો તે મન બને તો પછી તેમણે પ્રથમ વ્યવહારને અનુકૂલ કરીને પછી આ સાધનમાં જોડાવું. તેમ નહિ કરનાર ઉભય ભ્રષ્ટ થાય છે. કારણ કે નથી તો તેઓ ઉત્તમ પ્રકારે વ્યવહારને સાધી શકતા કે નથી તો તે ઉત્તમ પ્રકારે પરમાર્થને સિદ્ધ કરી શકતા. તેથી ઇચ્છાનુકૂલ વ્યવહારમાં અનુકૂલતા પ્રાપ્ત થાય ત્યાં પર્યંત તેને આગ્રહથી ઉત્તમ પ્રકારે સાધીને તેને અનુકૂલ કરી લેવો ઘટે છે, અને ત્યાં સુધી પારમાર્થિક સાધનોને રહેવા દેવાં ઘટે છે.

વળી પારમાર્થિક સાધનો સાધનારે એ પણ લક્ષમાં રાખવાનું છે, કે તે સાધનો સાધવાના સમયમાં આ વિશ્વની વ્યવસ્થા કરનાર ઇશ્વર તેમના યોગ ક્ષેમનું વહન કરે છેજ. તેમને જે જે પદાર્થોની વ્યવહારમાં જરૂર પડે છે, તે તેને પૂરા પાડે છે. પરંતુ આ પ્રકારની દૃઢ શ્રધ્ધા ઇશ્વિરમાં હોવાની અગત્ય છે.

આજે પારમાર્થિક સાધનો સાધનારમાં અથવા તો તેને સાધવાની ઇચ્છાવાળા મનુષ્યોમાં આ પ્રકારની ઈશ્વર વિષયક શ્રદ્ધાનો પણ અભાવ જોવામાં આવે છે, જેથી પણ તે આ સાધનોને નિશ્ચિંતપણે નહિ સાધતાં વ્યવહારને સાધવા મંડી પડે છે. જેમણે યોગ, ભક્ત આદિને પૂર્વે સિદ્ધ કરી છે તેમનો નિર્વાહ તેમના સાધન કાલમાં ઇશ્વિરે કર્યો છેજ, એ પ્રકારનો દૃઢ વિશ્વાસ રાખીને નિશ્ચિંતપણે આ કાર્યમાં જોડાવું ઘટે છે. દ્વિધા વૃત્તિવાળા મનુષ્યો આ કાર્યમાં આગળ વધી શકતા નથી એ નિશ્ચય સમજવું.

આ સંબંધમાં અર્થાત આરંભક પગથીયાં સાધ્યા વિના આગળ વધવાની ઇચ્છા કરનાર અથવા તો તદર્થ પ્રયત્ન કરનાર જેમ મિથ્યા પરિશ્રમને કરે છે, તે સંબંધમાં આટલી સૂચના કરીને હવે આપણે પ્રતિપાદ્ય વિષયપ્રતિ દૃષ્ટિ કરીશું.

પુનઃ આ પ્રકરણના અંતમાં સ્વલ્પમાં એટલું કહીએ છીએ કે આ અભ્યાસનું ફળ મહાન્ છે, અનુપમ છે, અને અદ્વિતીય છે. વ્યવહારની ઉત્તમોત્તમ સિદ્ધિ કરવામાં આવે તોપણ પરમાર્થ સાધનના ફળ આગળ તે અત્યંત તુચ્છજ છે. કયાં પારમાર્થિક સાધનોનું મહાન્ ફળ અને કયાં વ્યાવહારિક સિદ્ધિનું અતિ તુચ્છ ફળ ! આ બન્નેમાં ઘણું અંતર છે. જેથી સાધક વ્યવહારની હાનિ સહન કરે છે તોપણ તેની અડચણ નથી કેમકે આ સાધનોની અલ્પ સિદ્ધિ થતાં વ્યવહારની ઉત્તમોત્તમ સિદ્ધિ સહજ સ્વભાવે થઇ રહે છે. અને આ સાધનોની પૂર્ણ સિદ્ધિએ તો આ ત્રિભુવનને વશ વર્તાવવાનું સામર્થ્ય પ્રાપ્ત થઇ રહે છે. આ સાધનોની સિદ્ધિના ફળનું પણ મધ્યમાં ઉત્સાહ પ્રકટવા અર્થે સ્વલ્પમાં દર્શન કરાવવામાં આવશે.

# પ્રકરણ ૨ જું.

## અષ્ટાંગ.

રાજયોગનાં આઠ અંગ વા આઠ પગથીયાં છે. છેલ્લું પદ વા પગથીયું એ તેની શિખરની સ્થિતિ છે, અને સાધકે તેના સંપૂર્ણ ફલની પ્રાપ્તિ અર્થે તે આઠમા પગથીયા સુધી પહોંચવું જોઇએ. આ આઠ અંગ તે, **યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** અને **સમાધિ** છે.

આ આઠ અંગનાં નામ તથા તેની વ્યાખ્યા વા તેનું સ્વરૂપ આજે ઘણાં મનુષ્યોને જીવ્હાગ્રે હોય છે. ધ્યાનનું સ્વરૂપ આ છે, અને સમાધિનું સ્વરૂપ આ છે, અને તેનું ફળ આ છે, એ પ્રમાણે અનેક મનુષ્યો સમાધિપર્યંતની વાર્તા કરતા આજે સ્થળે સ્થળે જોવામાં આવે છે. પણ તેથી શું? તેથી કંઇ તેના જે અપૂર્વ અને ઉત્તમોત્તમ લાભ તે કંઈ મળી જતા નથી. કારણ કે જો તે તે પ્રમાણે વાતો કર્યાથી મળી જતા હોય તો એક ભિખારીને મુંબઇબેન્કના પૈસાની વાતો કર્યાથી તેને તેનો લાભ મળી જવો જોઇએ. પરંતુ ભિખારી જેમ મુંબઇબેન્કની ત્રિજોરીની વાર્તા કર્યે શ્રીમાન્ થઇ શકતો નથી, તેમ આ યોગનાં અંગની વાર્તા કર્યે કોઇ યોગી થઇ શકતું નથી, પોતાના પંચક્લેશની નિવૃત્તિ કરી શકતું નથી અને પરમાનંદની પ્રાપ્તિ કરી શકતું નથી. તેથી જેમને આ પ્રકારના ફળની ઇચ્છા આશા હોય તેમણે તો તે તે અંગોની સિદ્ધિ કરવી ઘટે છે. તે વિના વાતોથી કંઇજ અર્થ સરે તેમ નથી, એ સાધકે અવશ્ય કરીને લક્ષમાં રાખવું ઘટે છે.

આજે ઘણાં મનુષ્યો સ્થળે સ્થળે પ્રસિદ્ધ થતાં યોગસંબંધી પુસ્તકો વાંચીને પોતાને યોગવિદ્યાસંબંધી જ્ઞાન છે, એમ અભિમાન રાખે છે, અને અમે પણ અમુક જાણીએ છીએ એમ જ્યાં ત્યાં કહેતા ફરે છે. પણ તેમનું આ જ્ઞાન ફોનોગ્રાફની ચુડીમાં જે વેદમંત્રો ઉતારેલા હોય છે તેના જેવું છે. કારણ કે તે તેમના કોઇ પણ ક્લેશને હરતું નથી, અને કોઇ પણ તજ્જન્ય સુખને કે આનંદને અર્પતું નથી. અને આ પ્રમાણે છે તો પછી તેનું વાચક જ્ઞાન શા કામનું છે? આ જ્ઞાન સત્ય કહીએ તો આચારસિદ્ધ કરવા માટે

છે? વાતો કરવા માટે કે જાણવા માટે નથી. અને જ્યારે તેને આચારસિદ્ધ કરવામાં આવે છે ત્યારેજ તે અર્થસાધક છે.

આ અષ્ટાંગનું સ્વરૂપ સ્વલ્પમાં નીચે પ્રમાણે છે.

**યમ**—આ અંગના **અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય** અને **અપરિગ્રહ**, એ પાંચ વિભાગ વા પાંચ અંગ છે.

**અહિંસા**—નું સ્વરૂપ આ પ્રમાણે છે. મન, વાણી તથા કર્મથી પ્રાણીમાત્રને સર્વ કાલમાં અને સર્વ અવસ્થામાં દુઃખની ઉત્પત્તિ ન કરવી તે આ અંગની સિદ્ધિ થવાથી તે યોગીની સમીપ આવનાર નૈસર્ગિક વૈરભાવ ધરનાર પ્રાણીઓ પણ પોતાના વૈરભાવને અને હિંસક પશુઓ પોતાના હિંસ્ર સ્વભાવને ત્યજી દે છે. આ પ્રમાણે હોવાથી હિંસ્રસ્વભાવવાળાં પ્રાણીઓ વસતાં હોય છે તેવા સ્થાનમાં નિવસતાં છતાં પણ યોગીને અપાય થઈ શકતો નથી. વળી તેથી યોગીના રાજસ તામસ અંતરના ભાવો પણ ક્ષીણ થઇ રહે છે અને સત્વની અભિવૃદ્ધિ થાય છે. આ યોગીના સમીપમાં જે જે જાય છે તે સર્વ સ્વભાવિકપણેજ તેમના વાતાવરણના પ્રભાવથી રાગદ્વેષરહિત થઇ રહે છે અને અપૂર્વ શાંતિને અનુભવે છે.

સાધકના લક્ષમાં આવ્યું હશેજ કે, તેણે અહિંસાનો પ્રથમ જ સ્વીકાર કરવાનો છે. લોકો કહે છે કે માંસાહાર કરવાને કંઇ પ્રતિબંધ નથી, તે અહિંસાવ્રત શી રીતે પાળી શકે છે તે સ્પષ્ટ થતું નથી. કારણ કે તેમનો આહારજ એવો છે કે તેમને હિંસા કરવીજ પડે છે. અને હિંસા કરનાર વા પોતાના નિમિત્તે અન્ય પાસે હિંસા કરાવનાર, વા હિંસા કરવા–કરાવવામાં નિમિત્ત થનાર અહિંસાવ્રતનું પાલન કરી શકતો નથી. ભલે સાધક ગમે તેટલાં સાધનો ઉગ્રપણે સાધે, પણ અહિંસા વ્રતવિના સઉ નકામું છે કારણ કે તેના વિના હૃદયની જે નિર્મલતા થવી જોઇએ તે થતી નથી. અહિંસાવ્રત હૃદયના રાજસતમસ દોષોને સહજ દૂર કરે છે, અને સત્વની અભિવૃદ્ધિ કરે છે. તો સાધકને આ બન્નેની જરૂર છે, અને તે જ્યારે અહિંસાવ્રત સેવે છે ત્યારે જ આ બન્ને અર્થ સધાય છે.

**સત્ય**—યમનું બીજું અંગ છે. પોતે જે જાણતા હોઇએ વા જેનું જેવું આપણે અનુમાન કર્યું હોય, વા જેવા રૂપમાં કોઇ વાર્તા સાંભળી હોય, તે જ રૂપમાં અન્યને તે કહેવી તે સત્ય છે.

આ યમના બીજા અંગનું પાલન કરનાર વા તેની સિદ્ધિ કર-

નારની વાણી અમોઘ થાય છે, અર્થાત્ તે જે વચન બોલે છે તે સિદ્ધ થાય છે. આ સત્ય અંગની સિદ્ધિ પણ સામાન્ય છે શું ? આ વિશ્વમાં સત્ય બોલનાર જે બોલે છે તે પ્રમાણે બને છે. અહો ! આ સત્ય બોલનારનું કેટલું અગાધ સામર્થ્ય ! તે જે બોલે તે સિદ્ધ થાય એ સામર્થ્ય ન્યૂન છે શું ?

યોગની મોટી મોટી વાર્તા કરનાર આ આરંભનાં પગથીયાં સિદ્ધ કરે, અથવા કદાચ સિદ્ધ ન થાય તો તે અંગનું પાલન કરવાને પોતાનાથી બનતો પ્રયત્ન કરે તો પણ ઘણું છે ? પરંતુ આ અંગોને વિસારીને અર્થાત્ ગમે તેમ બોલી ચાલીને સાધકો વા મનુષ્યો ધારણા અને ધ્યાનને સાધવાને પ્રયત્ન કરે છે. પણ તે અંગોની સિદ્ધિને શી રીતે કરી શકે ? કારણ કે આ આરંભનાં પગથીયાં ચઢયાવિના તે આગળનાં કે શિખરનાં પગથીયાં ચઢવા જાય છે તો તે પ્રમાણે તે શી રીતે સિદ્ધિને પામી શકે ?

આગળનાં ધારણા ધ્યાન અંગ ધારો કે કદાચ સિદ્ધ ન થાય તો પણ આ આરંભક એક બે પદ કે અંગ સિદ્ધ થાય તો પણ મનુષ્યજીવનનું સાર્થક છે. અથવા કદાચ તે સિદ્ધ ન થાય અને તેની સિદ્ધઅર્થે આપણા હૃદયમાં જેટલું બળ હોય તેટલાનો ઉપયોગ તે તે અંગનું પાલન કરવા માટે થાય તો પણ મનુષ્યજીવન સાર્થક છે. પરંતુ આ અગત્યની વાર્તા પ્રતિ મનુષ્યોનું લક્ષ જ જતું નથી.

જો આ અંગોની આવશ્યકતા ન હોય તો તેને શાસ્ત્રકારો આરંભમાં તેનું વર્ણન કરત જ નહિ તથા તેનાં અંગરૂપે તેને સ્થાપત જ નહિ. પણ તે આરંભક અંગોની અનિવાર્ય અગત્ય હોવાથી તે આરંભમાં સ્થાપેલાં છે. સમાધિ એ યોગવિદ્યાનું શિખર છે અને યમાનિયમાદિ એ તેનાં આરંભક પગથીઆં છે. તેથી જે આરંભક પગથીયાં ચઢતા નથી, વા તેને જે ત્યજી દે છે, વા તેની જે ઉપેક્ષા કરે છે, તે શિખરે કદી પણ ચઢી શકતા નથી.

યમનું ત્રીજું અંગ **અસ્તેય** છે. અસ્તેય એટલે સ્તેયનો અભાવ વા નિવૃત્તિ. મન, વાણી તથા કર્મ વડે અન્યના દ્રવ્યમાં સ્પૃહાવૃત્તિ ધરવી તે સ્તેય છે.

આ અંગની સિદ્ધિ થવાથી સર્વ દિશામાં રહેલાં રત્નાદિ દ્રવ્ય તે યોગીની સત્તા નીચે આવે છે; તેને જ્યારે જ્યારે જે જે પદાર્થની જરૂર પડે છે તે આવીને તેને મળે છે.

અસ્તેય વ્રતનું આ ફળ સામાન્ય છે શું ? કેમા વ્યવહાર વડે આ પ્રકારનો લાભ થાય તેમ છે ? ગમે તેટલો વ્યવહાર મનુષ્ય સાથે-નો તેવા આવો લાભ વા આવી સંપત્તિ મળે તેમ છે શું ? નહિજ, તેથી આપણે આગળ કહી ગયા છીએ તેમ જો સાધક વ્યવહારને ગૌણ રાખીને થોડો વખત જો આ અભ્યાસને સાધે છે તો તેને વ્યવહાર સાધવાથી જે લાભ મળવાનો હોય છે વા મળે છે તેથી અનેક ગુણ ઉત્કૃષ્ટ લાભ તેથી મળે છે.

આ અંગોની કોઇ યોગ સાધકને જ જરૂર છે એમ નહિ, પણ યમનિયમનાં અંગોનું પાલન કરવાની ભક્તિ યોગ વા વેદાંત માર્ગે અનુસરનારને પણ જરૂર છે. એટલું જ નહિ પરંતુ સુખેચ્છક માત્રને અને દુઃખને દૂર કરવા ઇચ્છનાર માત્રને આ અંગોનું પાલન કરવાની જરૂર છે. ભક્તિ માર્ગમાં અને વેદાંતમાં આગળ મનુષ્યો વધતાં નથી તેનું આ જ કારણ છે કે તે યમ નિયમનું પાલન કરતાં નથી.

આજે સ્તેયવ્રત પ્રધાનપણે સર્વત્ર પાલન થતું જોવામાં આવે છે. ભક્તિ, યોગ, અને વેદાંતની વાર્તા કરનાર અનેક મનુષ્યો કચે-રીમાં નોકર હોય છે તો કાગળ, પેનસીલ, ચપ્પુ, વગેરે પદાર્થો પોતાને ઘેર લાવવાને કંઇ અડચણ જોતા નથી. વ્યાપારીને ત્યાં નોકર હોય છે તે શેઠ ન જાણે તેવી રીતે અનેક પદાર્થો ગુમાસ્તાઓ પોતાને ઘેર લેઇ જાય છે અને વાપરે છે. આડોશી પડોશીઓ પણ અન્યના પદાર્થો પોતાના ઘરમાં લઇ જાય તો તે જેના હોય તેના પાછા આપવાની જરૂર જોતા નથી, પ્રજાની પ્રધાનપણે આજે આવી વૃષ્ટિ જોવામાં આવે છે. અધર્મ, અન્યાય, અને અનીતિના માર્ગે અન્યના પદાર્થો લેવા એ ચોરી જ છે. પરંતુ તેવી ચોરી કરવામાં કંઇ પાપ હોય એવું સારા ડાહ્યા વિદ્વાન્ અને ભક્ત, કે જ્ઞાની ગણાતા મનુ-ષ્યો પણ માનતા નથી. અથવા કદાચ માનતા હશે તો તે પ્રકારના પાપમાંથી નિવૃત્ત થવાનું યોગ્ય ગણતા નથી. વા નિવૃત્ત થતા નથી અને આ પ્રકારની પ્રજાની વૃત્તિને લીધે જ આજે મનુષ્યો ઠેકાણે ઠેકાણે દીન અને દરિદ્રાવસ્થામાં જોવામાં આવે છે. લક્ષ્મીનો અભાવ થવામાં આ સ્તેયવ્રત એક સબળ કારણ છે, ચોર લોકો ગમે તેટલું દ્રવ્ય ચોરી કરીને લાવે છે, છતાં તે જેમ ભીખારીના ભીખારી રહે છે, તેમ સ્તેય વૃત્તિવાળા મનુષ્યો પણ દરિદ્ર અવસ્થામાં જ રહે છે.

અથવા કદાચ તે દરિદ્ર અવસ્થામાં નથી રહેતા તોપણ તે પારમાર્થિક માર્ગમાં આગળ વધી શકતા નથી, તેમના આત્માનો વિકાસ થઇ શકતો નથી, તેમનાં મનયત્ન અને અંતઃકરણ નિર્મલ થઇ શકતાં નથી, અને તેમને દૈવી સંપત્તિઓ મળતી નથી, વા તે તેના અધિકારી થતા નથી.

તેથી જેમણે પોતાનાં મન–મતિને નિર્મળ કરવાં હોય, જેમણે પોતાના આત્માનો વિકાસ કરવો હોય, જેમણે આ વિશ્વવ્યવસ્થાપક પરમાત્માના અનુગ્રહને પ્રાપ્ત થવું હોય, તથા જેમણે દૈવીસંપત્તિઓ જોઇતી હોય, અને જેમણે દુઃખને દૂર કરીને અખંડ સુખ જોઇતું હોય તેમણે આ અસ્તેયવ્રત આગ્રહપૂર્વક પાળવું ઘટે છે.

અસ્તેયવ્રતનું આગ્રહપૂર્વક પાલન કરનારને કદાચ આરંભમાં મોડો વખત દીન અથવા દરિદ્ર સ્થિતિમાં રહેવું પડે છે; પણ પછીથી અનંત સમયને માટે અથવા હંમેશને માટે તેની દીન અવસ્થા ટળી રહે છે. અને તેને દૈવી સંપત્તિ મળે છે.

વળી સ્તેયવૃત્તિથી મેળવેલું દ્રવ્ય હિતનું જનક થતું નથી. આજે વ્યાપારીઓ, ગુમાસ્તાઓ, અમલદારો કારકુનો, તથા ઇતર મનુષ્યોને શું કંઇ પૈસા નથી મળતા ? મળે છે જ છતાં તે સુખી જણાતા નથી, તેનું કારણ આસ્તેયવૃત્તિ છે. તેથી સ્તેયવૃત્તિવડે દ્રવ્ય મેળવનાર જે સુખની ઇચ્છાથી તેને મેળવે છે તે સુખ પણ તેને મળતું નથી, પણ ઉલટો તે દુઃખી થાય છે, તેથી જેમને સ્વહિત વહાલું હોય, તથા જેમને ઊર્ધ્વગતિની ઇચ્છા હોય, તથા જેમને દૈવી સંપત્તિઓ જોઇતી હોય તેમણે ગમે તેટલું વ્યવહારમાં કષ્ટ પડે તો પણ એક પાઈ પણ કોઇની સ્તેયવૃત્તિવડે લેવી ઘટતી નથી. વ્યવહાર ન સધાય અને વ્યવહારમાં લાજ જાય તો ભલે જાય, પ્રતિષ્ઠાની હાનિ થતી હોય તો ભલે થાય, કપડાંવિના વર્ષાદ, ટાઢ, કે તાપમાં ઉઘાડા ફરવું પડે તો ભલે ફરવું પડે, અને અન્નવિના ભુખે મરી જવાનો પ્રસંગ આવે તો ભલે આવો પરંતુ સ્તેયવૃત્તિનો આશ્રમ પ્રાણાંતે પણ લેવો ઘટતો નથી. તેમાં જે પરમાર્થ સાધકો છે વા જેમને પરમાર્થ માર્ગમાં આગળ વધવાની ઇચ્છા છે તેમણે તો અત્યંત આગ્રહપૂર્વક આ પુણ્ય અસ્તેયવ્રતનું પાલન કરવું ઘટે છે.

યમનું ચોથું અંગ બ્રહ્મચર્ય છે. સ્મરણ, કીર્તન, કેલિ, પ્રેક્ષણ, ગુહ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય, અને ક્રિયા એ આઠ અંગવાળા

વ્રતને બ્રહ્મચર્યવ્રત કહેવામાં આવે છે. જ્યારે આ આઠે અંગોનું પાલન કરવામાં આવે છે ત્યારે બ્રહ્મચર્યનું પાલન કર્યું ગણાય છે, અને જ્યારે તે પ્રમાણે થાય છે ત્યારે તેના લાભ પણ તેવા જ થાય છે. બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થવાથી સાધકનામાં અપૂર્વ વીર્યબલની વૃદ્ધિ થાય છે. આ ઠેકાણે વીર્યશબ્દે કરીને માનસ તથા શારીર બળ બન્ને સમજવાનું છે. જે બળવડે સાધક અસાધારણ ધૈર્યને ધારણ કરી શકે છે, જેવડે તે અનેક વિઘ્નોની સામે ટકી શકે છે તથા અનેક અસહ્ય, સરખાં દુઃખો પણ સહન કરી શકે છે, તથા જે અંતઃકરણના અપૂર્વ બળની વૃદ્ધિ કરનાર છે, એવું જે બળ તે આ બ્રહ્મચર્યવ્રતના પાલનથી સાધકને પ્રાપ્ત થાય છે.

વ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે જે બ્રહ્મચર્યને પાળે છે, અને જે વીર્યનો અમર્યાદિતપણે વ્યય કરી નાખતા નથી, તે ઉત્તમ આરોગ્યનો અનુભવ કરે છે, ઉત્તમબળનો અનુભવ કરે છે, તથા નીરોગ રહે છે અને પોતાનો વ્યવહાર ઉત્તમપણે સાધી શકે છે. વળી તેમને વૃદ્ધાવસ્થા પણ મોડી આવે છે, અને તે દીર્ઘાયુષી રહી શકે છે અને આ વ્યવહારનાં સુખો પણ દીર્ઘ સમય લેઇ શકે છે. એથી ઉલટું જે પોતાના વીર્યનો વ્યય કરી નાખે છે, તે વિવિધ રોગના ભોગ થાય છે, જેથી આરોગ્યસુખનો અનુભવ કરી શકતા નથી, તેમને વૃદ્ધાવસ્થા પણ સત્વર આવે છે તથા તે દીર્ઘાયુષી પણ થઈ શકતા નથી અને અકાલે વા અલ્પવયમાં મૃત્યુને અધીન થાય છે. અને આ પ્રમાણે થવાથી તે પોતાના વ્યવહારને ઉત્તમ પ્રકારે સાધી શકતા નથી, જેથી તે વ્યવહારસુખને પણ ઉત્તમ પ્રકારે ભોગવી શકતા નથી.

આ પ્રમાણે બ્રહ્મચર્યની વ્યવહારમાં પણ આટલી બધી જરૂર છે તો પરમાર્થમાં તેની જરૂર હોય તેમાં તો આશ્ચર્ય જ શું છે?

**नाऽयं आत्मा बलहीनेन लभ्यः**—આત્માની પ્રાપ્તિ, આત્માનો સાક્ષાત્કાર બલહીન નિર્બળ મનુષ્યોથી થતો નથી. એ વચન જણાવે છે કે બલહીન નિર્બળ મનુષ્યો પરમાર્થમાર્ગના અનધિકારી છે. કારણ કે જેમનું શરીર વીર્યહીન અને તેથી બળહીન હોવાથી નિર્બળ હોય છે તેમનામાં ધૈર્ય ઉત્સાહ વગેરે કે જેની પરમાર્થસાધનમાં જરૂર છે તે હોતાં નથી અને તેથી તે પરમાર્થમાં કંઇ જ કરી શકતા નથી. માત્ર વાતો કરી જાણે છે એટલું જ.

તેથી જેમણે યોગમાર્ગમાં આગળ વધવું હોય તેમણે બ્રહ્મચર્યનું પાલન કરવાની અનિવાર્ય અગત્ય છે, બ્રહ્મચર્યવ્રતના પાલનથી બ્રહ્મપદપર્યંતની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મચર્યવ્રતની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે, તથા તેના જેટલા લાભ વર્ણવીએ તેટલા ઓછા છે. યોગાભ્યાસીએ બ્રહ્મચર્યનું આગ્રહપૂર્વક પાલન કર્તવ્ય છે.*

હું કહું છું કે ધારણા ધ્યાન અને સમાધિની શામાટે મનુષ્યો વાર્તા કરે છે? શામાટે તેને સિદ્ધ કરવાની તે ઇચ્છા રાખે છે, અને તેની સિદ્ધિની તાલાવેલી કરે છે? તે માત્ર એકલા યમ, કે એકલા નિયમને, અથવા કિંબહુના આ યમ કે નિયમના એકાદ કોઇ અંગને સિદ્ધ કરે તો પણ મનુષ્યજીવનનું સાર્થક્ય છે. તેથી તેમને અપૂર્વ લાભ થવાનો સંભવ છે.

હા, એ વાર્તા સત્ય છે કે એકાદ કોઇ અંગની સિદ્ધિ કરતા જતાં સમય ઘણો વીતે છે અને આગળનાં અંગ સાધવાનાં રહી જાય છે. પણ તેની અડચણ નથી. એક અંગની સિદ્ધિ થતાં બીજાં અંગને પછી સિદ્ધ કરવાં સરળ પડે છે, તથા પછી તેમની સિદ્ધિમાં વિલંબ થતો નથી.

પરંતુ આજે મનુષ્યો એક પગથીઉં સિદ્ધ કર્યાં વિના આગળનાં પગથીયાં ચડવા ઇચ્છે છે અને કોઇ તો શિખરે જ સ્થિતિ કરવાની ઇચ્છા રાખે છે. પણ આપણે જોઇએ છીએ કે આ લોકો જ્યાં હોય છે ત્યાં જ રહે છે અને આગળ વધી શકતા નથી. તેથી મિથ્યા તાલાવેલી ન કરતાં એક અંગની જ શાંતિથી સિદ્ધિ કરવી ઘટે છે, મને તો આ વાર્તા વધારે ઉપયોગી અને અધિક હિતકર જણાય છે. સાધક યમ–નિયમના એક એક અંગની સિદ્ધિ કરે છે તો તેની સાથે બીજાં અંગની સિદ્ધિ ઘણે અંશે થઇ જાય છે જ, અથવા એક અંગની સિદ્ધિ થતાં બીજાં અંગોનું જે ફળ તે તેને મળે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે બીજાં અંગો સાધવાની જરૂર નથી, એમ નહિ, પરંતુ આ આરંભક પગથીયાંની ઉપેક્ષા કરવાની નથી. જ્યારે યોગના અભ્યાસકોપ્રતિ આ કાલમાં દૃષ્ટિ કરવામાં આવે તો જણાય છે કે તે આ આરંભક પગથીયાંની ઉપેક્ષા કરતા જણાય છે

* ગૃહસ્થાશ્રમ અને બ્રહ્મચર્ય–( મૂલ્ય ૦–૬–૦ ) એ પુસ્તકમાં બ્રહ્મચર્યના લાભ તથા તેને પાલન કરવાની વિવિધ યુક્તિઓ વિસ્તારથી જણાવવામાં આવી છે. ઠે. પ્રાતઃકાલ–મંદિર–વડોદરા.

અને ધારણા ધ્યાન અને સમાધિની જ વાર્તા કરતા કે તેનાં સાધનો સાધતા જેવામાં આવે છે. આ અભ્યાસકોને ધારણા, ધ્યાન અને સમાધિની સિદ્ધિ નથી થતી તેનું કારણ આ જ છે કે તે આરંભક પદને ત્યજીને આગળ વધવાની ઇચ્છા રાખે છે.

વળી આ કાલના યોગસાધકો અને ભક્તો તથા વેદાંતીઓ, નિર્માલ્ય, દરિદ્રીજેવા, બ્રહ્મહીન, દુર્બલ, મનોબળવિનાના, સભય, ધૈર્યવિહીન, અને કોઈ પણ પ્રકારની ભૂમિકાઉપર સ્થિત થયાવિનાના અર્થાત્ અલબ્ધભૂમીક જેવામાં આવે છે, તેનું કારણ એ જ છે કે તે યમનિયમને સાધતા નથી, અને શિખરની જ મોટી મોટી વાતો કરે છે, વા તેનાં સાધનો સિદ્ધ કરવાની આશા રાખે છે, વા તદર્થ પ્રયત્ન કરે છે.

પરંતુ જે યથાક્રમે આરંભક અંગોને સિદ્ધ કરતા ચાલે છે, તે ઉત્સાહી, નિર્ભય, બલયુક્ત, ઉત્તમ પ્રકારના મનોબળવાળા, અપૂર્વ ધૈર્યશાલી હોય છે અને તે લબ્ધભૂમીક હોય છે.

**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्**

—એ શ્રી ભગવદ્વાક્યનો અર્થ એ જ છે કે સ્વલ્પ અંશમાં પણ ધર્મને સિદ્ધ કર્યો હોય છે, તેનું અનુષ્ઠાન કર્યું હોય છે તો તે મહાન્ ભયથી રક્ષણ કરે છે. તે પ્રમાણે એકાદ સાધારણ યોગના અંગની સિદ્ધિ પણ મહત્ ફળને પ્રકટાવે છે, અને સાધકને જલદી આગળ લેઈ જાય છે.

હું જ્યારે શાળામાં ભણુતો હતો ત્યારે મેં એક વાક્ય એ વાંચ્યું હતું કે **एका शब्दः सम्यक् ज्ञातः सम्यक् प्रयुक्तश्च स्वर्गलोके कामधुक् भवतीति वैयाकरणानां मतं**—તેનો અર્થ એ છે કે વ્યાકરણશાસ્ત્રીઓનો એવો મત છે કે, વ્યાકરણનો એક શબ્દ સારી રીતે જાણ્યો હોય તથા તેને સારી રીતે વાપરતાં શીખ્યા હોઇએ, તો તે સ્વર્ગલોકની કામદુગ્ધાસમાન ફળ આપનારો થાય છે.

આ વાક્ય મને બહુ જ રહસ્યવાળું લાગે છે. મોટી મોટી ગગન-પર્યંતની કે તે પારની વાતો કરનાર અને કંઈ પણ જેમણે સિદ્ધ કર્યું નથી, એવા મનુષ્યો કરતાં ભૂમિઉપરની કાઈ સાધારણ બાબત સિદ્ધ કરી હોય તેવા મનુષ્યો હજારગુણ શ્રેષ્ઠ છે.

તેથી બહુ જાણવા કરતાં થોડું પણ આચારમાં મૂકવું એ અધિક ઉત્તમ છે. અને તે જ લાભ કરનાર છે.

પૂર્વે તો એવું થતું હતું કે ગુરુશ્રી એક સાધન આપે તે શિષ્ય સિદ્ધ કરી લાવે એટલે તેને બીજું આગળનું સાધન બતાવવામાં આવતું હતું. તે વખતે સાધક યોગનો અભ્યાસ આરંભ કરે એટલે તેને આસનની સિદ્ધિ કરવાની કહી હોય તો તે, અને બીજું સાધન બતાવ્યું હોય તો તે જ તેને સાધવાનું રહેતું. તે સમાધિપર્યંતની વાર્તા કરતો નહતો પરંતુ આજે તો યોગનાં પુસ્તકો સ્થળે સ્થળે સુલભ હોવાથી સઉ કોઇ લાગલા જ સમાધિપર્યંત પહોંચી જાય છે, પણ તેનો પરિણામ એ આવે છે કે તે બીચારા હતા ત્યાંના ત્યાં જ ધૂળમાં ભૂમિઉપર જીવનપર્યંત આળોટતા રહે છે અને કંઇ પણ સિદ્ધ કરી શકતા નથી. તેના કરતાં ભલેને ધારણાધ્યાન ન સધાય તો તેની ચિંતા નથી, પરંતુ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય આદિ અંગો સધાય તો પણ તે ઓછું લાભકારક નથી. આ અંગોની સિદ્ધિ યોગમાં પરમ ઉપકારક છે, જેથી જ તેમની આવશ્યકતા યોગીજનોએ આરંભમાં સ્વીકારેલી છે. તેથી આ આરંભક અંગોનું પાલન કર્યાવિના જે આગળનાં અંગોને સાધે છે તે સત્ય કહીએ તો ધૂમાડાના જ બાચકા ભરવા જેવો વ્યર્થ પ્રયત્ન સેવે છે.

યમવ્રતનું છેલ્લું પાંચમું અંગ તે અપરિગ્રહ છે અપરિગ્રહ એટલે ભોગમાત્રનો મમત્વબુદ્ધિથી અસ્વીકાર વા અનંગીકાર તે. આ અંગની સિદ્ધિ કરવા ઇચ્છનારે ભોગેચ્છાને વા વિષયલોલુપતાને તિલાંજલિ આપવી પડે છે. અને તેને સિદ્ધ કરનારને પોતાના જન્મના પ્રકારનું જ્ઞાન થાય છે. અર્થાત્ હું પૂર્વે ક્યાં હતો, કોણ હતો, હવે પાછો હું કોણ થઇશ, ક્યાં જઇશ વગેરે પોતાના જન્મસંબંધી વૃત્તાંત જાણવામાં આવે છે. તેની ચિત્તવૃત્તિઓ પણ ઘણી સ્થિર થઇ રહે છે, જે યોગમાં અત્યંત ઉપકારક છે. કારણ કે યોગનું અનુષ્ઠાન જ ચિત્તવૃત્તિઓના નિરોધમાટે કરવાનું છે, અને તે લાભ વા તેનો ઘણોખરો લાભ તો તેને હજી તેણે આસનની શરુઆત કરી નથી તે પૂર્વે જ થાય છે.

આ યમનાં અંગોનું પાલન નહિ કરનાર સાધક આગળ વધી શકતો જ નથી એ નિશ્ચય સમજવું. યોગનાં અંગોનું જે ફળ યોગશાસ્ત્રમાં વર્ણવ્યું છે તે ફળ પણ આ આરંભક અંગોને નહિ સિદ્ધ

કરનારને મળતું નથી. જેણે આ અંગો સિદ્ધ નથી કર્યાં તેમના સંબંધમાં યોગ વંધ્યા સ્ત્રીજેવો જ રહે છે, અને તેના ઉત્તમ ફળને ઉત્પન્ન કરી શકતો નથી.

સાધકને વા યોગાભ્યાસીને આ અંગો નિષિદ્ધ આચરણથી અટકાવનાર છે માટે તેને યમનાં અંગો કહેવામાં આવે છે. અર્થાત્ જે આચરણથી તેને હાનિ થનાર છે જેથી તેનો યોગાભ્યાસ સફળ નહિ થતાં વંધ્યાવત્ નિષ્ફળ થાય છે, તથા જેની સિદ્ધિ નહિ થવાથી તેને પોતાને અને અન્યને ભારે હાનિ થવાનો સંભવ છે. તેથી યમવ્રતનાં અંગોનું પાલન કરવાની આવશ્યકતા યોગશાસ્ત્રે સ્વીકારેલી છે.

યોગીને યોગની સિદ્ધિ થતાં ભાવિમાં જે અતુલિત બળ પ્રાપ્ત થનાર છે તે તેને પ્રાપ્ત થાય અને તેની પ્રાપ્તિમાં વિઘ્ન વા અડચણ ન આવે, તે બળની પ્રાપ્તિથી તેનો પોતાનો વિનિપાત ન થાય, તથા તે અતુલિત યોગસામર્થ્યવડે અન્યને અપાય ન થાય, તેટલા માટે આ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમનાં અંગોની અત્યંત આવશ્યકતા સ્વીકારેલી છે જેની વિવેકીએ કદી પણ ઉપેક્ષા કર્તવ્ય નથી.

હવે ક્રમપ્રાપ્ત નિયમના સંબંધમાં યથામતિ આપણે વિચાર કરીશું.

( અપૂર્ણ. )

पंडित जगन्नाथ प्रभाशंकर.



# श्रेयःसाधकोनी शंकानां समाधान

**प्रश्नः**—જ્યોતિષ્શાસ્ત્રમાં ફલકથન કરવામાં આવે છે તે સાચું છે કે કેમ ? હાલ ઘણે ભાગે સાચું પડતું કેમ નથી ? એ ફલ સાચું હોય તો એ કેવી રીતે મળે છે અને એ જાણ્યાથી ફલ શું ?

**उत्तरः**—જેમ ઇંદ્રિયોનો સ્વભાવ પરાક્પ્રવૃત્તિ કરવાનો પ્રજાપતિએ નિર્માણ કરેલો જણાય છે તથા કહેવાય છે અને તેને લીધે ઇન્દ્રિયો પરાક્ અર્થ—આ, દૃ—અર્થને જ ગ્રહણ કરતી રહે છે અને અત્યંત નિકટ, પોતાની અવ્યવહિત સમીપતાવાળા અંતરાત્માને ગ્રહણ કરવા પ્રવૃત્ત થતી નથી તે જ પ્રમાણે પ્રથમ તો જાણ્યાથી ફલ હોય કે નહિ હોય તોપણ મનુષ્યસ્વભાવ જ એવો જણાય છે કે એને ભાવિ જાણવાની ઇચ્છા થતી રહે છે. અમુકનું શું થશે, મારૂં શું ભાવિ છે એ જાણવાની ઇચ્છા મનુષ્યોના અંતરમાં સ્વાભાવિક રીતે જ સ્ફુરતી રહેતી જણાય છે. આ કારણથી ભાવિના જ્ઞાનથી ફલ હોય કે નહિ હોય તો પણ આ સ્વભાવથી સ્ફુરતી ઇચ્છાને લીધે એ દિશામાં મનુષ્યો યત્ન કરે તો તે ઘટે છે. હાલ આપણે વિવિધ પ્રસંગે જોઇએ છીએ કે કુતુહલને લીધે જ ઘણીવાર મનુષ્યો યત્ન કરતા દેખાય છે. અમુક તારો દેખાયો હતો તેનું શું થયું, અમુક તારો ક્યારે પુનઃ દેખાશે, અમુક મનુષ્યપર કોર્ટમાં કેસ હતો તેનો શો નિકાલ આવ્યો, અમુકના વિવાહ થઇ ગયા કે નહિ, થવાના હતા એમ સાંભળ્યું હતું પણ પછી કાંઇ ખબર પડી નથી ઇત્યાદિ સહસ્ર પ્રસંગે મનુષ્યોની જિજ્ઞાસા ફલને અવલંબન કરી ઉદય થતી નથી પણ માત્ર કુતુહલરૂપ જ હોય છે. કુદરતે અથવા પરમેશ્વરે આવી જિજ્ઞાસા મનુષ્યોમાં રહેવા દીધી છે તે પણ એકપક્ષે નિરર્થક નથી. કેમકે જ્ઞાનમાત્રનો મૂલ હેતુ આવું કુતુહલ જ મનાય છે. આ કુતુહલશક્તિને લીધે જ જ્ઞાનની તરફ જ્ઞાનરૂપે જ પ્રવૃત્તિ કરાય છે. વિજ્ઞાનની અભિવૃદ્ધિ થઇ છે તેનો ઇતિહાસ તપાસવામાં આવે તો તેમાં ઘણે ખરે પ્રસંગે મૂળ શોધકની વૃત્તિ તે શોધથી શું ફલ છે એ વિચારપ્રતિ દોરાયા વિના જ તે તે શોધની પાછળ દોરાઇ છે. વળી ફલની અપેક્ષાએ જે શોધપ્રતિ વૃત્તિ દોરાય છે તે વૃત્તિ ઘણીવાર પોતાના યત્નમાં વિજયી થતી નથી કારણ કે

એ વૃત્તિ વ્યભિચરિત રહે છે. એકવાર તે તે જ્ઞેયપ્રતિ દોરાય છે તો બીજી વાર તે ફલપ્રતિ દોરાય છે અને આમ થવાથી એ વૃત્તિ તે તે જ્ઞેયપ્રતિ એકાગ્ર થઇ શકતી નથી. એકાગ્રતા એ જ શોધમાત્રનું–તેમના જ્ઞાનનું કારણ છે અને એકાગ્રતામાં આમ ખામી આવવાથી જ્ઞાનમાં પરિણામ શોધમાં ખામી જ આવે છે અર્થાત્ શોધ બરાબર થતી નથી. તેથી નિષ્કામપણે, નિરપેક્ષપણે ઉઠતી કુતુહલરૂપ વૃત્તિ પણ જગત્‌માં નિઃસાર અને નિષ્પ્રયોજન છે એમ નથી તેમ છતાં એ નિષ્પ્રયોજન હોય તોપણ ભાવિ જાણવાની ઇચ્છા મનુષ્યોમાં સ્વાભાવિક છે એ તો નિર્વિવાદ છે. અને એ હોવાથી જ એ ભાવિના જ્ઞાનમાટે વિવિધ શાસ્ત્રોનું પ્રણયન કરવામાં આવ્યું છે. સામુદ્રિક શાસ્ત્ર, રમળ શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર ઇત્યાદિ સર્વ ભાવિના જ્ઞાનમાટે ઉપયોગી શાસ્ત્રો જ છે અને જ્યોતિષ્શાસ્ત્ર પણ એ અર્થે જ રચાએલું છે. પણ એ સર્વમાં જ્યોતિષ્શાસ્ત્ર પ્રધાનપદ ભોગવે છે કારણ કે રમળ, સામુદ્રિક આદિ માત્ર તે તે ફલને જ–ભાવિને સૂચવે છે અને ત્યાંથી જ વિરામ પામે છે ત્યારે જ્યોતિષ્શાસ્ત્રનો ઉદ્દેશ ફળ દર્શનમાત્રથી પરિસમાપ્ત થતો નથી પણ તેથી આગળ જાય છે તે અનુપદ ૨૫૯ થશે.

જેમ સામુદ્રિક, ન્યાયાદિશાસ્ત્રો ભાવિને સૂચન કરનાર હોવાથી શાસ્ત્રરૂપે સત્ય છે તે જ પ્રમાણે જ્યોતિષ્શાસ્ત્ર શાસ્ત્રતરીકે જે ફળ દર્શાવે છે તે પણ સત્યજ છે. ન્યાયશાસ્ત્રના નિયમપ્રમાણે અનુમિતિ કરવામાં આવે તે અનુમિતિ સત્ય હોય છે પણ એ શાસ્ત્રપ્રદર્શિત નિયમોનું ઉલ્લંઘન થયું હોય અને તે અજ્ઞાનથી જાણવામાં નહિ આવે તો પછી અનુમિતિ અસત્ય થાય છે. તેમ જ અનુમાન કરવાના નિયમોનું પાલન થયું હોય તોપણ વ્યાપ્તિસંસ્થાપનમાં ભૂલ થઇ હોય અથવા પક્ષમાં હેતુનું અસ્તિત્વ ભ્રાન્તિથી સ્વીકારી લીધું હોય તોપણ અનુમિતિ અસત્ય જ આવે છે તે પ્રમાણે જ્યોતિષ્શાસ્ત્રના દર્શાવેલા નિયમો પ્રથમ તો ઘણા કઠિન હોય છે. ગ્રહોનું સ્થાનનિરૂપિત ફલ એ શાસ્ત્ર કથન કરે છે, અને તેમાં ઘણીવાર ભિન્ન ભિન્ન ગ્રહોનાં ફલો વિરોધીજોવાં આવે છે. આ સાથે ગ્રહોની સ્થાનપર દૃષ્ટિ પડતી હોય તેને લીધે અમુક અમુક ફલ થાય છે અને ગ્રહોની ગ્રહોપર દૃષ્ટિનું ફલ વળી અન્ય થાય છે. તે ઉપરાંત એ શાસ્ત્રમાં યોગજન્ય ફલોનું પ્રતિપાદન હોય છે. અને તે તે ફળમાટે

મહા દશા, અંતર દશા, ઉપદશા આદિના નિયમો હોય છે. તેથી આ સર્વનું બારીકીથી અવલોકન કરવામાં આવે અને પછી પરસ્પરનું સંમેલન કરી બલાબલાદિ સર્વનો વિચાર કરી સમીકરણ કરવામાં આવે તો જ પછી નિકૃષ્ટ ફળનું નિરૂપણ થઇ શકે છે. તાત્પર્ય કે આ સર્વ કરવા જ્યોતિષીને ધૈર્યની, ઉંડા જ્ઞાનની અને વિસ્તૃત અનુભવની અપેક્ષા હોય છે. તેથી એમાં ગમે ત્યાં ખામી આવે છે તો કહેવાતા ફલાદેશમાં તેના પ્રમાણમાં ખામી આવે છે એટલે કે ફલકથન સાચું પડતું નથી. આમ હોવાથી જ જ્યોતિષ્શાસ્ત્ર પ્રધાન સિદ્ધાન્ત સ્થાપે છે કે સુજ્ઞ પુરુષે જે શુભ જણાય તે જ કહેવું અને સુજ્ઞ પૃચ્છકે જોશીને સ્પષ્ટ કહી દેવું કે જે શુભ જણાય તે જ તેમણે કહેવું અને અશુભ જો ખાસ પૂછીએ તો જ કહેવું. શુભ કથન કહેનારના પક્ષથી આશીર્વાદરૂપ છે અને જાણનારના પક્ષથી પ્રોત્સાહક છે તેથી હાનિ કરતું નથી અને અશુભકથન આશીર્વાદરૂપ હોતું નથી અને શ્રવણ કરનારના પક્ષથી નિરુત્સાહ અને ઉદ્વેગ કરનાર છે તેથી લાભકરતાં હાનિ કરવાનો તેમાં વિશેષ સંભવ રહે છે. આથી શુભકથનમાં ભૂલ થાય તોપણ તે તેટલી હાનિ કરતું નથી અને અશુભકથનમાં તો ભૂલ થાય તો વિના પ્રયોજન હાનિ કરનાર થઇ રહે છે, તેથી જ્યોતિષ્શાસ્ત્રે ઘણા વિચારથી શુભ કથનનો નિયમ સ્થાપન કર્યો છે, અને તે સર્વાંશે યોગ્ય છે.

ફલમાં ફેરફાર થવાનાં કારણો આ પ્રમાણે હોય છે. પણ તે ઉપરાંત એક મોટું અને બલવાન્ કારણ આ છે કે જે અવશ્ય વિચારમાં લેવાની જરૂર છે. એક મનુષ્યને જન્મથી જ અમુક ધનસંપત્તિ વારસામાં મળી અને ત્યાર પછી કેટલેક વર્ષે કોઈ મનુષ્ય એની ધનસંપત્તિ કેટલી છે તેનો નિર્ણય કરવા એના જન્મસમયના હીસાબના ચોપડા કાઢી તપાસે અને તે પરથી ખ્યાલ બાંધે કે એની ધનસંપત્તિ અમુક સંખ્ય અને અમુક પ્રકારની છે તો એ ખ્યાલ કેટલે અંશે સાચો ગણાય તેમ છે ? એ વારસામાં ધન મેળવનારે જન્મ સમયે અમુક ધન સંપત્તિ પ્રાપ્ત કરી છે એ વાત સાચી છે પણ પછી તેને ભૂમિમાં દાટીને એ બેસી રહ્યો નથી પણ એણે એમાંથી વ્યય કર્યો છે અને એ ધનસંપત્તિના અમુક પ્રકારે રોકાવાથી તથા સ્વતંત્રપણે એ ધન પણ કમાયો છે. તેથી વર્તમાન સમયે એની ધનસંપત્તિની ગણના કાઢવામાં જેમ જન્મસમયના હીસાબના ચોપડા પૂરતા નથી

પણ તે સમયનો તથા ત્યાર પછીનો એમ સર્વ હીસાબ તપાસવાની જરૂર રહે છે તે જ પ્રમાણે ખરૂં જોતાં ગ્રહોપર ફલાદેશ કહેવામાં કે અટકળવામાં પણ છે. તે તે પુરુષના કે સ્ત્રીના જન્મસમયે ગ્રહો કેવી સ્થિતિમાં પડેલા છે અને તેટલા પરથી તે તે સ્ત્રીપુરુષનું જન્મસમયે ભાવિફલ કેવુ અને કેવા પ્રકારનું છે એટલું જ માત્ર તે ગ્રહોપરથી જાણી શકાય તેમ છે અને તે પણ ઉપર દર્શાવ્યું તેમ અત્યંત નિપુણ મતિના જોશીથી જ. એ ભાવિ ફલ તે એને વારસામાં પ્રાપ્ત થએલા ધન સ્થાને છે. પણ ત્યાર પછી એ સ્ત્રી પુરુષે અત્યાર સુધીમાં શો શો વ્યય કરી દીધો છે અને શી શી નવી કમાણી કરી છે તે કંઇ એ ગ્રહો દર્શાવે તેમ નથી તેથી હવે પછી એ સ્ત્રી પુરુષોનું ભાવિ કેવું છે તે કેવળ ગ્રહકુંડળી નિઃસંદેહપણે દર્શાવી શકે તેમ નથી. તે માટે તો વર્તમાન સમય સુધીનો હીસાબ બધો જ તપાસવો જોઇએ. તેથી આ પણ ફલાદશમાં ફેરફાર થવામાં એક મોટું કારણ છે.

અહિં કોઇ કોઇને એવું લાગશે કે આ વિચાર કરવાની અગત્ય નથી કેમકે જન્મસમયથી તે અત્યાર સુધી જે વ્યય અને ઉપાર્જન થવાનાં તે સર્વ જન્મસમયના ગ્રહોના ફલરૂપ જ છે અર્થાત્ એ ગ્રહોના ફળને અનુસરીને જ થવાનાં. તેથી એ વ્યય અને ઉપાર્જન અતઃપર થનાર ફળને કેવી રીતે બદલી શકે ? તો આ વિચાર યોગ્ય નથી. કારણ કે જે સત્તાથી પૂર્વકર્મો રચાયાં છે અને જેના કર્મનાં ફળને જન્મ સમયના ગ્રહો સૂચવે છે અથવા આપે છે તે સત્તા જન્મપછી પણ વિદ્યમાન રહેલી છે અને જાગ્રત્ જ છે અને તેથી એ સત્તા એ ગ્રહોના ફળમાં નહિ સમાસ થએલાં એવાં વ્યય અને ઉપાર્જનને પણ કરી શકે તેમ છે. આ હેતુથી જ શાસ્ત્રમાં દૃષ્ટ જન્મ વેદનીય કર્માશય સ્વીકાર્યો છે, એનો અર્થ એ છે કે જે કર્મો વર્તમાન જન્મમાં કરાયાં છે અને તેનું ફળ પણ વર્તમાન જન્મમાં જ મળે તેવું છે તે કર્મોના ફળનું નામ દૃષ્ટજન્મવેદનીય કર્માશય છે. આ પ્રકારનાં કર્મોનાં ફલ પૂર્વના ફલોને પ્રસંગે તીવ્ર બનાવે છે અર્થાત્ વધારે છે અને પ્રસંગે જો વિરોધી હોય તો પૂર્વના ફળને નહિવત્ કરી નાંખે છે અને વિરોધી છતાં વિશેષ બળવાન્ હોય છે તો પૂર્વના ફળને બદલે પોતે તેનાથી વિપરીત ફળ જ આપી શકે છે. તેથી પૂર્વના ફળમાં ભેદ કરનાર આ એક મોટું કારણ છે.

આ વિચારથી એક અધિક પ્રશ્ન એ થાય તેમ છે કે જ્યારે આવી રીતે ગ્રહોનું ફળ ફેરફાર થતું રહે છે તો પછી તો ગ્રહોનું

ફલ સર્વાંશે જ અસત્ય થઇ જશે. કેમકે જન્મપછીના સમયનાં વ્યય અને ઉપાર્જન એ ભેદ કરનાર પ્રતિક્ષણે થતાં રહે છે; આ પ્રશ્ન થાય તો તે સ્વાભાવિક છે. પણ આમ સર્વાંશે એ ફલ અસત્ય થતું નથી. કારણ કે નવા વ્યય અને ઉપાર્જન જે થાય છે તેમાંનાં ઘણાં ખરાં તો પ્રધાનપણે એ ફલના અંશરૂપ હોય છે અને એ અંશરૂપ નહિ હોય એવાંને વિપાક થતાં વિલંબ થાય છે. તાત્પર્ય કે નવાં કર્મોથી જે કર્માશય બંધાય છે તે કર્માશયને ફલ આપવારૂપ પરિપાક થતાં કાળની અપેક્ષા રહે છે અને એ કર્મો તીવ્ર વેગથી કરાવાં નથી હોતાં અને મહાત્માના વરશાપરૂપ ફલને ઉત્પન્ન કરે એવાં નથી હોતાં તો એ તરત ફળને પ્રવર્તાવતાં નથી, પણ પૂર્વરચિત ફળને આપનારં બલવાન્ કર્મોનો પ્રતિબંધ જતો રહે છે એટલે કે એ કર્મોનાં ફળ ભોગવાઇ રહે છે ત્યારે જ પોતાનું ફળ પ્રવર્તાવા શકવા સમર્થ થાય છે. આમ હોવાથી ઘણે ભાગે ગ્રહોનાં ફલો પ્રધાનપણે મળે છે અર્થાત્ પ્રધાન ફલકથન મુખ્ય મુખ્ય અંશમાં સત્ય પડે તેમ છે અને બહુ બારીકીથી વિગતવાર ફલ જોવામાં આવે છે તો તેમાં ઘણીવાર આ હેતુથી પણ ભેદ પડે છે અર્થાત્ ફેર આવવાનો સંભવ રહે છે. તે ગ્રહોની સ્થિતિ જેના પરથી ફલ કથન કરાય છે તે મુખ્યાંશમાં સર્વ સાધારણ મનુષ્યોના ભાવિના જ્ઞાનમાટે જ્ઞાપક થઇ શકે છે. જે વિરલ મનુષ્યોને શિરે શ્રી સદ્ગુરુ વિરાજે છે, જેમને કોઇ સમર્થ મહાત્માનો અનુગ્રહ પ્રાપ્ત થયો હોય છે, અથવા જેમણે દેવતાની ઉપાસના આદિ કરી વિલક્ષણ બળ પ્રાપ્ત કર્યું છે તે આદિ વિરલ મનુષ્યોમાટે એ ફલકથન ઘણે ભાગે અથવા ગમે તે ભાગે અસત્ય પડે તો તે આ કારણથી ઉચિત જણાય તેમ છે. સારાંશ કે જ્યોતિષ્શાસ્ત્રથી બારીક ફલો જાણવાનો યત્ન કરવો એ સફળ થાય કે નહિ પણ થાય, પણ સ્થૂલ સ્થૂલ અંશમાં એ યત્ન સાધારણ રીતે સફલ થાય તેમ છે.

ગ્રહો ફલ કેવી રીતે આપે છે તે સંબંધમાં આ પ્રમાણેની સંભાવના કરેલી અથવા કરાતી જણાય છેઃ એક સંભાવના એવી છે કે જેમ હસ્ત, મુખ આદિ પરની રેષાઓ તે તે ફલને—ધનસંપતિ, દીર્ધાયુષ્, સુકલત્ર આદિને સૂચવે છે પણ એ રેષાઓ તે તે ફલના ઉત્પાદક—કારકહેતુ નથી એટલે કે તે તે ફલને સ્વસત્તાથી પ્રકટાવતી નથી તે પ્રમાણે જન્મસમયના ગ્રહો માત્ર જ્ઞાપક હેતુ છે અને

કારક હેતુ નથી એટલે કે તે તે શુભ, અશુભ અને મિશ્ર ફલને સૂચવનારમાત્ર છે અને તે તે ફલને ઉત્પન્ન કરનાર, પ્રાપ્ત કરાવનાર હેતુ નથી. અમુક મનુષ્યને ગુરુ કેન્દ્રમાં રહ્યા છે અથવા તો સ્વગ્રહી છે કે ઉચ્ચના છે કે ઉચ્ચાભિલાષી છે અને તેને જીવનમાં અમુક અમુક શુભ ફલો મળ્યાં છે, અન્યને પણ એવી જ સ્થિતિ પ્રાપ્ત થઇ છે એમ ઘણી કુંડલી જોવાથી કાં તો એવો નિર્ણય કરાયો હોય કે ગુરુ અમુક સ્થિતિમાં હોય તો તે મનુષ્યને અમુક ફલ મળે છે, અને તે જ પ્રમાણે અન્ય ગ્રહો અમુક અમુક પ્રકારના રહ્યા હોય તો અમુક અમુક ફલ મળે છે, અથવા તો આ પ્રકારે ન્યાયની પદ્ધતિથી એ નિર્ણય કરવાનો પ્રચાર પૂર્વે નહોતો એટલું જ નહિ પણ એ પ્રકારે નિર્ણય કરતાં ઘણો સમય જાય તેમ છે અને જ્યોતિઃશાસ્ત્ર જે કળામાં પહોંચેલું છે તેટલી કળામાં તેટલા સમયમાં પહોંચવાનો અસંભવ છે તેથી એ શાસ્ત્રના પ્રવર્તક ઋષિઓએ આંતર દૃષ્ટિથી ગ્રહોના શુભાશુભ ફલોનો નિર્ણય નિઇ પ્રકટ કર્યો હોય અથવા તો દેવતાના અનુગ્રહથી એ દૈવી જ્ઞાન પ્રાપ્ત કરી પ્રકટાવ્યું હોય, અથવા તો મનુષ્યપર અનુગ્રહ કરી દેવતાઓએ જ વિગ્રહ ધારણ કરી આ ગુહ્ય વિદ્યાને પ્રકટાવી હોય. પણ ગ્રહોની સ્થિતિ અર્થાત્ ગ્રહો તો તે ફલના જ્ઞાપક હેતુ છે, સૂચવનારમાત્ર છે અને ઉત્પન્ન કરનાર કારક હેતુ નથી એ એક સંભાવના છે.

બીજી સંભાવના એવી છે કે ગ્રહો જ્ઞાપક હેતુમાત્ર નથી પણ કારક હેતુ પણ છે. જ્યારે બાલકનો જન્મ થાય છે ત્યારે ભચક્રમાં રહેલા ગ્રહોની છાપ તે બાલકપર પડે છે અને તે બાલકના સર્વ ભાવિનું નિર્માણ કરે છે એટલે કે એ અસરપ્રમાણે એ બાલકની શુભાશુભ પ્રવૃત્તિ થાય છે તથા શુભાશુભ ફલ મળે છે. એક બીબું તૈયાર કરવામાં આવ્યું હોય અને તેમાં રસ રેડવામાં આવે છે તો તે રસથી તે બીબું ભરાઈ જાય છે અર્થાત્ તે આકારનો રસ થઇ રહે છે અને પછી બીજો કોઇ રસ રેડવામાં આવે તો તેને બીબાનો આકાર પ્રાપ્ત થતો નથી તે જ પ્રમાણે જન્મસમયે સ્થિત ભચક્ર બાળકપર અસર કરી દે છે અને પછીની ભચક્રની સ્થિતિ તેને અસર કરતી નથી એ આ બીજી સંભાવના છે. આ કારણથી, આ સંભાવનાપ્રમાણે, જન્મસમયનું લગ્ન કાઢવામાં આવે છે અને તેને અનુસરીને ફલનું કથન કરવામાં આવે છે. વળી જ્યોતિઃશાસ્ત્ર જન્મ-

સમયના કાળમાટે જે કહે છે કે જલસ્રાવ થાય તે કાળ ઉત્તમ છે, કેશદર્શન થાય તે મધ્યમ કાળ છે અને ભૂમિપતનનો કાળ તે અધમ કાળ છે તે કથન પણ આ સંભાવનાનું ઉપોદ્‌ઘલક ચિહ્ન છે.

ત્રીજી સંભાવના આ સંબંધમાં એવી છે કે જન્મકુંડલીના ગ્રહો એ જ્ઞાપક હેતુ છે અર્થાત્ તે તે ફલના સૂચક છે, અને એ ગ્રહોના અધિપતિ દેવતાઓ એ ફળના કારક હેતુ છે અર્થાત તે તે ફલને શ્રી ઈશ્વરસત્તાથી આપે છે, સમષ્ટિ પરમેશ્વર જ વસ્તુતઃ સર્વ ફલપ્રદાતા છે અને સર્વ સ્થિતના ઉપજાવનાર છે છતાં સમષ્ટિ પરમેશ્વર એ કાર્ય સાક્ષાત્ કરતા નથી પણ આધિકારિક દેવાદિદ્વારા કરે છે અને તેથી એ એ ગ્રહોના અધિપતિ દેવતાઓ તે તે ફલના આ પ્રમાણે પ્રવર્તક હોવાથી કારક હેતુ છે.

આ ત્રણ સંભાવનામાં દ્વિતીય સંભાવના તો વિશેષ બળવાન્ જણાતી નથી. કારણ કે જન્મસમયે ભચક પોતાની છાપ તે બાળકપર પાડે અને ત્યાર પૂર્વે નહિ પાડે એમાં શો હેતુ છે ? એમાં હેતુ એક જ આપી શકાય તેમ છે કે પૂર્વના સમયમાં બાળક જરાયુથી વેષ્ટિત છે; તો આ સંભાવનાપ્રમાણે જરાયુજેવું વ્યવધાન હોય તો ભચક છાપ પાડવા અસમર્થ છે એમ સ્વીકારવું જોઇએ. હવે જ્યારે એવો સ્વીકાર કરીએ ત્યારે ગૃહની ભીંત આદિનું વેષ્ટન બાળકને હોય ત્યારે ભચક કેવી રીતે પોતાની છાપ પાડી શકે ? ભચક જરાયુને ભેદી બાલકને અસર કરી શકવા અસમર્થ હોય તો ભીંત આદિને ભેદીને અસર કરવા વિશેષ અસમર્થ હોવું જોઇએ, વળી આમ છતાં એવું સ્વીકારીએ કે ભચક બાળકને જન્મસમયે અસર કરી શકે છે તોપણ તે અસર તે માત્ર શારીર અસર હોય. પણ એ બાળકનું ભવિષ્ય શારીર ચેષ્ટા અથવા શારીરગુણસ્વભાવમાં પરિસમાપ્ત થતું નથી. એ બાળક ધનવાન્ થશે, સુલક્ષણી કન્યા પત્નીરૂપે પ્રાપ્ત થશે. રાજા થશે ઇત્યાદિ ભવિષ્ય શારીર અસરરૂપ નથી. તેથી એ છાપ શરીરપર ભચક કેવી રીતે પાડી શકે ? એનો તો કેવળ અસંભવ જ છે, તેથી આ આદિ વિચારો કરતાં આ સંભાવના ઘણી દુર્બળ જણાય છે.

પ્રથમ સંભાવના અને તૃતીય સંભાવનાનું ઐક્ય થઇ શકે છે. એ બંનેમાં ગ્રહોની સ્થિતિજ્ઞાપક હેતુ છે એ સમાન છે, તૃતીય સંભાવનામાં પણ ગ્રહોને કારક હેતુ લીધા નથી પણ ગ્રહાધિપતિને કારક

હેતુ લીધા છે. તેથી એ બંને સંભાવનામાં વિરોધ નથી. જ્યોતિષ્ શાસ્ત્રનો ભાર આ તૃતીય સંભાવનાપર હોય એમ ઘણે અંશે દેખાય છે. તેથી ગ્રહો ફલ કેવી રીતે આપે છે તેમાં આ તૃતીય પ્રકાર જ વિશેષ શાસ્ત્રસંમત છે.

આરંભમાં દર્શાવ્યા પ્રમાણે ભાવિ જાણવાની ઇચ્છામાત્રને સંતોષનાર હોય તો પણ સામુદ્રિક, ન્યાય આદિ શાસ્ત્રની માફક જ્યોતિષ્ શાસ્ત્ર ચરિતાર્થ છે, ખરૂં જોતાં તેમ નથી. જ્યોતિષ્ શાસ્ત્રનો ઉદ્દેશ માત્ર ભાવિ જણાવી વિરામ પામવાનો નથી. મનુષ્યોને તેમનું ભાવિ શુભ છે એમ જણાવી આળસુ અને પ્રમાદી બનાવવા માટે અથવા અમુક અંશમાં અશુભ છે, એમ જણાવી ઉદ્વગ્ન કરવા માટે શાસ્ત્રકારોએ આ શાસ્ત્રનું પ્રણયન કરવાનો અથાક પરિશ્રમ લીધો નથી. સર્વ શાસ્ત્રો જે ઋષિમુનિ-પ્રણીત છે અથવા દેવતાના અનુગ્રહથી વિશ્વમાં પ્રવર્ત્યાં છે તે સર્વ મનુષ્યના હિતને માટે જ રચવામાં અને પ્રકટાવવામાં આવ્યાં છે અને તેથી જ પોતાનું શાસ્ત્ર એ નામ ચરિતાર્થ કરી રહ્યાં છે. જ્યોતિષ્-શાસ્ત્ર એમાં અપવાદરૂપ નથી પણ એ પંક્તિનું જ છે. એ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યોનું હિત સાધવાનો જ છે, મનુષ્યોને હિતનો માર્ગ જ દર્શાવવાનો છે અને તેમને પ્રમાદી અથવા નિર્વિઘ્ન બનાવવાનો નથી. આથી જ્યોતિષ્શાસ્ત્ર તે તે ગ્રહોની કેવી અસર છે, કેવું ફળ છે એ સૂચવે છે અને તે સાથે તે ફલ જો શુભ હોય છે તો તેને વિશેષ પ્રમાણમાં કેવી રીતે શુભ કરવું અને અશુભ હોય તો તેની નિવૃત્તિ કેવી રીતે કરવી અને મિશ્ર હોય તો તેમાંથી અ-શુભનો અંશ કેવી રીતે ઓગાળી કાઢવો તે કર્તવ્ય દર્શાવવાનો જ મુખ્ય ઉદ્દેશ રાખે છે. આ હેતુને લઇને એ શાસ્ત્રમાં તે તે ગ્રહોનાં દાન, તેનાં તેનાં નંગ પહેરવાનો વિધિ અને તે તે ગ્રહોની ઉપાસના-નો પ્રકાર વર્ણવવામાં આવ્યો છે અને એ જ એનું મુખ્ય તાત્પર્ય છે. આજકાલ સાધારણ પ્રજા જોશીને ગ્રહ બતાવે છે અને તે કેવા છે એ જ પ્રશ્નમાત્ર કહે છે કે જે પ્રશ્ન એટલા અંશમાં વિશેષ અર્થનો નથી. સાચી પદ્ધતિ તો એવી હોવી જોઇએ કે નિપુણ જોશીને ગ્રહ બતાવવા હોય તો બતાવવા અને તેમને પુછવું જોઇએ કે આ ગ્રહો જોતાં મારે શું કર્તવ્ય રહે છે. માત્ર ભાવિ જાણવાથી શું અ-ધિક ફળ છે ? ભાવિ જો બલવાન્ છે તો તે તો જાણવા વિના પણ

બનવાનું જ છે અને જાણ્યા છતાં પણ તેવું જ બનવાનું છે. તેથી માત્ર જાણવાથી વિશેષ અર્થ નથી. પણ તે જાણી પ્રત્યેકે પોતાનું કર્તવ્ય નિર્ણય કરી લેવું જોઇએ. એમ કરવાથી તે તે કર્તવ્ય સમયસર આદરવામાં આવે છે તો તેનો પરિપાક થતાં શુભ ફલરૂપ હિતનીજ પ્રાપ્તિ થઇ શકે છે.

આ ઉપર પરસ્પર સંબંધ કરવામાં જ્યોતિષ્શાસ્ત્ર વિશેષ સૂચના કરે છે. એક મનુષ્યને ધનસંપત્તિ ઓછી આણનાર અમુક ગ્રહ છે અર્થાત્ અમુક ગ્રહ નિર્બલ છે. તો એ માણસ અન્ય મનુષ્ય કે જેની કુંડલીમાં તે ગ્રહ બલવાન્ છે તેવા સાથે વ્યાપારાદિમાં જોડાય છે અથવા તેની કન્યાસાથે વિવાહસંબંધથી જોડાય છે તો બંનેના સામુદાયિક ગ્રહોનું ફળ બંનેને મળે છે એટલે કે એકબીજાના નિર્બળ ગ્રહોની એક બીજાના ગ્રહોથી પૂર્તિ થઇ રહે છે. તેથી આ રીતે પણ જ્યોતિષ્શાસ્ત્ર કર્તવ્યની દિશાને જણાવનાર શાસ્ત્ર છે. તેથી બંને રીતે એ શાસ્ત્ર માત્ર ભાવિ જણાવી વિરામ પામનાર શાસ્ત્ર નથી પણ દૈવીશાસ્ત્રની માફક મનુષ્યોના હિતને માટે જ પ્રણીત કરાયું છે અને તેથી સુજ્ઞ વિવેકીએ એ આશયથી જ એનો ઉપયોગ કરવો ઉચિત છે.

**પ્રશ્ન**:—તત્વજ્ઞાનનું સ્વરૂપ શું છે? હું બ્રહ્મરૂપ છું એ જ્ઞાન કેવા પ્રકારનું છે? એમાં જેને આપણે હું કહીએ છીએ તે બ્રહ્મરૂપ છે? એ હું બદલાય છે કે એમને એમ જ રહે છે? એમાં ફેરફાર થઇ એનામાં મહાન્ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે કે શી રીતે? તત્ત્વજ્ઞાન કેવા પ્રકારનું હોય તો તે મોક્ષસાધક થઇ રહે છે?

**ઉત્તર**:—અદ્વૈતવેદાન્ત સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ એમ બે સ્વીકારે છે અને તેમાં વસ્તુ સત્ તત્ત્વ, તે નિર્ગુણ બ્રહ્મ જ છે એમ જણાવે છે. આથી આ વિચારમાં પરમાત્મા શબ્દ એ નિર્ગુણ બ્રહ્મનો પર્યાય ગણી વાપરવામાં આવ્યો છે અને પરમેશ્વરશબ્દ સગુણ બ્રહ્મનો પર્યાય વાપર્યો છે. પરમાત્મા અને પરમેશ્વર એ વસ્તુતઃ એક જ છે છતાં જે ઔપાધિક ભેદને લીધે સગુણ અને નિર્ગુણ એવા બે શબ્દોનો પ્રયોગ વિચારની પરિશુદ્ધિમાટે કરાયો છે તે જ વિચારની પરિશુદ્ધિને અર્થે અત્ર, પરમાત્મા અને પરમેશ્વર એ બંને પર્યાય શબ્દો છતાં, એક જ તત્ત્વના બોધક પદો છે છતાં, અત્ર

ઔપાધિક ભેદને લઇને આ પ્રમાણે પ્રયોગ કરાયો છે તેથી ભ્રાન્તિ નહિ થવા અર્થે પ્રથમ એ સ્પષ્ટ કરવું ઉચિત ધાર્યું છે.

વેદાન્તશાસ્ત્રપ્રમાણે તત્ત્વ માત્ર પરમાત્મા જ છે અથવા તેથી એક ભૂમિકા નીચે ઉતરી કહીએ તો પરમાત્મા અને પરમેશ્વર એ જ તત્ત્વ છે. અને તેથી તેનું જ્ઞાન એ તત્ત્વજ્ઞાન છે એ યથાશ્રુત અર્થ છે. પણ ગમે તે પ્રકારનું જ્ઞાન તે તત્ત્વજ્ઞાન નથી પણ જે ત્રિકાલ સત્ય છે તેનું જ્ઞાન, જે જ્ઞાન મોક્ષનું સાધક છે તે જ તત્ત્વજ્ઞાન છે એ પણ તત્ત્વજ્ઞાનનો અર્થ છે.

અત્ર પ્રથમ એ જણાવવું જરૂરનું છે કે તત્ત્વ અથવા પરમાત્મા અથવા પરમેશ્વર એ ઇન્દ્રિયગોચર વસ્તુ નથી, અને તેથી ઇન્દ્રિયજન્ય જ્ઞાનના જેવું તત્ત્વજ્ઞાન કદાપિ હોઇ શકતું નથી. આપણે જે પદાર્થ—ગૃહ, ક્ષેત્ર, પુસ્તક, મનુષ્યાદિ—જોઇ શકીએ છીએ તેનો રૂપ, આકારઆદિ આપણને જણાય છે તેથી એ જ્ઞાન સ્પષ્ટ હોય એમ આપણને લાગે છે. પણ બ્રહ્મતત્ત્વમાં કોઇ રૂપ નથી, એ શ્વેત રક્ત કૃષ્ણપદે નથી તેથી એનું ચક્ષુદ્વારે જ્ઞાન થઇ શકે તેમ નથી માટે ચાક્ષુષ જ્ઞાનના જેવું બ્રહ્મજ્ઞાન કદાપિ હોઇ શકતું નથી. જે વસ્તુને આપણે સ્પર્શ કરી શકીએ છીએ તે મૃદુ, કઠિન આદિ સમજાય છે, અને બ્રહ્મતત્ત્વ સ્પર્શથી રહિત છે તેથી ત્વગ્જન્ય જ્ઞાનના જેવું પણ બ્રહ્મજ્ઞાન હોઇ શકે તેમ નથી. આ જ પ્રમાણે સુરભિ અસુરભિ આદિ ગંધમાત્રથી બ્રહ્મતત્ત્વ રહિત છે, મધુર, તિક્ત આદિ રસથી પણ રહિત છે અને મૃદુ તીવ્રાદિ શબ્દમાત્રથી પણ રહિત છે તેથી બ્રહ્મજ્ઞાન ગંધજન્યજ્ઞાન, રસજન્ય જ્ઞાન અને શ્રોત્રજન્ય શબ્દજ્ઞાનના જેવું પણ હોઇ શકે તેમ નથી.

સારાંશ બ્રહ્મજ્ઞાન ઇન્દ્રિયજન્યપ્રત્યક્ષ જ્ઞાનના જેવું કદાપિ હોતું નથી તેથી એ જ્ઞાન એવા પ્રકારનું હોવાની આશા રાખવી અથવા તો એ પ્રકારનું જ્ઞાન આપણને થતું નથી તેથી અસંતોષ માનવા જેવું નથી. કારણ કે તે જ્ઞાન સ્વભાવથી જ એ પ્રકારનું હોવાનો અસંભવ છે.

વ્યવહારમાં આપણા જ્ઞાનની પરિસમાપ્તિ ઇન્દ્રિયજન્યજ્ઞાનમાં થતી નથી અર્થાત્ ઇન્દ્રિયજન્યજ્ઞાનથી બીજા પ્રકારનાં જ્ઞાનો વ્યવહારમાં પણ છે. આપણને સુખદુઃખાદિનું જ્ઞાન થાય છે તે બહિરિન્દ્રિયજન્ય જ્ઞાન નથી પણ માનસવૃત્તિથી જ થનારૂં જ્ઞાન છે છતાં

એ જ્ઞાનમાં આપણને અસંતોષ થતો નથી. આ શિવાય જે સૂક્ષ્મ વસ્તુ અથવા પદાર્થનાં જ્ઞાનો વ્યવહારમાં આપણને થાય છે તે માનસ વૃત્તિથી જ થાય છે. વીજળીનો ચમકારો આપણે પ્રત્યક્ષ જોઈએ છીયે. પણ એ વિદ્યુત્ નથી પણ એ પ્રકાશને ઉપજાવનાર સત્તા અથવા અદિક્ષનો વિદ્યુતછે એવું આપણને જ્ઞાન છે તે જ્ઞાન માનસવૃત્તિથી થયેલું જ જ્ઞાન છે. ગુરુત્વાકર્ષણનું કાર્ય ફલપતનાદિ આપણે જોઈએ છીએ પણ ગુરુત્વાકર્ષણનું જ્ઞાન તે ઇન્દ્રિયજન્યજ્ઞાન નથી પણ માનસ-વૃત્તિવડે થતું જ્ઞાન છે. અહો આપણને પ્રત્યક્ષ જણાય છે પણ એ પ્રત્યક્ષ-જ્ઞાન સાચું નથી; સૂર્ય, ચંદ્ર, મંગળ, પૃથ્વી આદિ જેવાં દેખાય છે તેવાં નાનાં અને તેવા આકારવાળાં નથી. એનું જ્ઞાન જે ખગોળશાસ્ત્રીને થાય છે એ સાચું જ્ઞાન છે અને તે જ્ઞાન આ પ્રત્યક્ષથી જુદું જ છે અને એ જ્ઞાન તે મનોજન્યજ્ઞાન જ છે. વિજ્ઞાનશાસ્ત્રીને જે પરમા-ત્માનું જ્ઞાન થાય છે તે ઇન્દ્રિયજન્ય જ્ઞાન નથી પણ મનોજન્ય જ્ઞાન છે છતાં તે સ્પષ્ટ જ છે. ભૂમિતિમાં બિન્દુ, સપાટીઆદિનું જે સાચું જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ દેખાતા બિન્દુ આદિનું પ્રત્યક્ષ જ્ઞાન નથી પણ મનોજન્ય જ્ઞાન છે. એક મનુષ્યને બીજા મનુષ્યોનાં સુખદુઃખ જ્ઞાન આદિનું જે જ્ઞાન થાય છે તે ઇન્દ્રિયજન્ય જ્ઞાન નથી પણ મનોજન્ય જ્ઞાન જ છે. આપણને સર્વને “અહં” આપણે પોતે તેનું જે જ્ઞાન થાય છે તે ઇન્દ્રિયજન્ય જ્ઞાન નથી છતાં મનોજન્ય જ્ઞાન છે અને એ જ્ઞાન સ્પષ્ટ જ છે તથા એમાં સંશય પણ થતો નથી. તેથી બ્રહ્મતત્ત્વ અથવા પરમાત્મતત્ત્વ એ સ્વરૂપે જ એવું તત્ત્વ છે કે એનું ઇન્દ્રિયજન્ય જ્ઞાન સંભવતું નથી. એવું જ્ઞાન જો કોઈને કદી પણ થાય છે તો તે મનોજન્ય જ્ઞાન જ છે અને તેથી અતિરિક્ત હોતું નથી. તેથી જે સાધક વીરોને શ્રી સદ્ગુરુના અનુગ્રહથી આ બ્રહ્મતત્ત્વનું સાચું મનોજન્ય જ્ઞાન થયું છે તેમણે એ જ્ઞાનને અસ્પષ્ટ બાહ્ય પદાર્થના જ્ઞાનના જેવું સ્પષ્ટ નહિ હોવાથી અસ્પષ્ટ માનવા કારણ નથી. એટલે કે એ મનોજન્ય જ્ઞાનથી અસંતોષ ધરવા કારણ નથી કારણ કે એ તત્ત્વનું ઇન્દ્રિયજન્ય જ્ઞાન સંભ-વતું જ નથી.

વળી આપણને પરોક્ષ અર્થનું જ્ઞાન તેના સજાતીય પદાર્થના જ્ઞાનથી પણ થાય છે અને તેને આપણી વૃત્તિ સ્પષ્ટ માને છે. અ-નુમાનજન્ય જ્ઞાન ઘણે ભાગે આવું હોય છે. પર્વતપર ધૂમ જોઈ

વહ્નિનું અનુમાન થાય છે તે પર્વતનિષ્ઠ વહ્નિ પ્રત્યક્ષ હોતો નથી છતાં એ વહ્નિનો સજાતીય વહ્નિ આપણે જોયો હોય છે તેથી તેવો કોઇ વહ્નિ પર્વતપર છે એમ અનુમાનથી મનોજન્ય જ્ઞાન થાય છે. આ જ્ઞાનને પણ આપણી વૃત્તિ સ્પષ્ટ માને છે. ઇતર મનુષ્યના સુખદુઃખાદિનું અનુમાનજન્ય કે શબ્દજન્ય જ્ઞાન પણ આ પ્રકારનું જ છે. એ સુખદુઃખાદિના સજાતીય સમાનજાતિવાળા સુખદુઃખાદિનો આપણને આપણામાં પોતામાં અનુભવ છે અને તેથી તેને અનુસરી એ ઇતર મનુષ્યની સુખદુઃખાદિ વ્યક્તિમાટે વૃત્તિ આપણને પ્રકટે છે અને એ વૃત્તિરૂપ જ્ઞાન પણ આપણને સ્પષ્ટ હોય એવી પ્રતીતિ થાય છે.

પરમાત્મતત્ત્વનું જ્ઞાન આવી રીતે થઇ શકે તેમ નથી એટલે કે આવા પ્રકારનું પણ હોઇ શકે તેમ નથી. બ્રહ્મતત્ત્વ અદ્વિતીય છે અને આપણે સાધારણ રીતે જે જોઈએ જાણીએ છીએ તે સર્વ જગતના પદાર્થથી વિજાતીય છે, બ્રહ્મતત્ત્વની સજાતીય વ્યક્તિ કોઇ જ નથી. તેથી બ્રહ્મતત્ત્વનું જ્ઞાન જગતઉપરથી કરવું હોય તો તે વિજાતીય રૂપે જ થઇ શકે તેમ છે એટલે કે નિષેધરૂપે જ થઇ શકે છે અને અન્ય રૂપે થઈ શકે તેમ નથી. જગત્ વિકારી છે ત્યારે બ્રહ્મ તેવું નથી; એટલે અવિકારી છે, જગત્ જડ છે ત્યારે બ્રહ્મ તેવું નથી; તેનાથી વિલક્ષણ છે એટલે ચિદ્રૂપ છે, જગત્ અંતવાળુ છે ત્યારે બ્રહ્મ તેનાથી વિલક્ષણ છે એટલે કે અન્તરહિત અનન્ત છે, જગત્ દુઃખરૂપ છે ત્યારે બ્રહ્મ તેથી વિલક્ષણ છે અર્થાત્ આનંદરૂપ છે, જગત્ અસત્ય છે ત્યારે બ્રહ્મ તેનાથી વિલક્ષણ છે એટલે કે સત્ય છે, એ આદિ રૂપે વૈલક્ષણ્ય દ્વારા—નિષેધ દ્વારા જ બ્રહ્મનું જ્ઞાન થઇ શકે છે. તેથી એ રૂપે જ્ઞાન થાય તેજ તેથી એ જ્ઞાન અસ્પષ્ટ ઠરે તેમ નથી કારણ કે એ બ્રહ્મતત્ત્વના સ્વરૂપને અનુસરતું જ છે.

આ પ્રમાણે પરમાત્મા ઇન્દ્રિયગોચર નથી, સર્વ વિજાતીય છે તેથી અનુમાનાદિવડે વેદ્ય નથી તેથી પરમાત્માપ્રતિ વૃત્તિને ઉતારવા શ્રુતિને અનેક યુક્તિની અપેક્ષા પડે છે અને એ યુક્તિવડે જ સાધકની વૃત્તિને એ તત્ત્વપ્રતિ શ્રુતિ દોરી જઇ સ્થાપન કરી શકે છે. ઉદાહરણરૂપે—જગત્ એ જાણીતો પદાર્થ છે તેથી એ જ્ઞાનથી અજ્ઞાનપ્રતિ વૃત્તિને દોરવા શ્રુતિ કહે છે કે આ સમગ્ર જગત્ જે-

માંથી ઉત્પન્ન થયું છે, જેના વડે અસ્તિત્વને ભોગવે છે અને લય પામતાં જેમાં વિલીન થઇ જાય તે બ્રહ્મતત્ત્વ છે. આ આશયને લઇને જ શ્રુતિ કાર્યકારણનો અભેદ સ્થાપન કરી કાર્યને વાચારંભણ કહે છે અને કારણમાત્રને સત્યરૂપે સ્થાપે છે. વેદાન્તસારાદિ ગ્રંથોમાં જે અધ્યારોપ અને અપવાદની પ્રક્રિયા આપી છે. તથા શ્રુતિમાં આત્મામાંથી આકાશ થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજસ્, તેજસ્માંથી અપ અને અપ્માંથી સર્વને ધારણ કરનાર પૃથિવી થયાં ઇત્યાદિ સૃષ્ટિક્રમ કથન કર્યો છે તે પણ દષ્ટભૂતપરથી લયચિંતનદ્વારા બ્રહ્મપ્રતિ વૃત્તિને દોરવવા અર્થે જ અન્ય યુક્તિ છે.

જગતના પ્રત્યેક પદાર્થ—ગૃહ, પત્ર, પુસ્તક, લેખિની, અક્ષર આદિ પ્રત્યેક પદાર્થની સાધકે પૃથક્કૃતિ કરવાનો અભ્યાસ પાડવો. જે જે પદાર્થ ઇન્દ્રિયગોચર થાય છે તથા જે જે જગતનો પદાર્થ સાધકની વૃત્તિમાં આવે છે તે પ્રત્યેકની પૃથક્કૃતિ કરવાની સાધકે ટેવ પાડવી. અને એ પૃથક્કૃતિમાં પ્રત્યેક પદાર્થનું આ પાંચ અંશમાં પૃથક્કરણ કરવું; (૧) અસ્તિ, (૨) ભાતિ (૩) પ્રિયરૂપતા, (૪) નામ અને (૫) રૂપ. ત્યાં અસ્તિ એટલે છે અર્થાત્ સત્તા; ભાતિ એટલે ભાસે છે એટલે જ્ઞાન અથવા ચિદ્રૂપતા; તે પદાર્થ પ્રિય લાગે છે: કોઇને પણ પ્રિય લાગે છે તેથી તેનામાં આનંદરૂપતા છે તે પ્રિયરૂપતા; તે પદાર્થની વ્યવહારમાં અમુક સંજ્ઞા અપાય છે તે સંજ્ઞા તે નામ. અને તે પદાર્થમાં અમુક રંગ છે, અમુક આકૃતિ છે, અમુક વૈજ્ઞાનિક અને અમુક રાસાયનિક ધર્મો છે તે સર્વ તેનું રૂપ છે. પુસ્તક એ નામ છે. એ પત્રનું બનેલું છે. શ્વેત કૃષ્ણ વર્ણવાળું છે. લંબચોરસ છે ઇત્યાદિ સર્વ ધર્મો તે તેનું રૂપ, એ પુસ્તક છે તે તેની સત્તા, એ આપણે દેખાય છે તેથી એ ભાન તે ચિદ્રૂપતા અને એ પુસ્તક કોઇ કોઇને પણ સુખનું ભાન કરાવે છે તે સુખ તે આનંદરૂપતા. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થના આ પાંચ અંશ પડી શકે છે. તેમાં શાસ્ત્ર કહે છે કે નામ અને રૂપ એ બે અંશ જગતના છે અર્થાત્ ઝાંઝવાના જળજેવા છે અર્થાત્ વસ્તુનાં નથી જ. તેથી તે બે બાદ કરી દેવા અને બાકીના ત્રણ અંશ જે રહ્યા—સત્તા, ચિદ્રૂપતા અને આનંદરૂપતા તે બ્રહ્મતત્ત્વના અંશ છે અર્થાત્ એ ત્રણપ્રાંત વૃત્તિને સ્થાપન કરવી. આ પ્રકારે શાસ્ત્ર જે પૃથક્કૃતિનો બોધ કરે છે તે પણ વિશ્વના પ્રત્યેક પદાર્થદ્વારા બ્રહ્મતત્ત્વમાં વૃત્તિનું અવતરણ કરા-

વવાની અન્ય યુક્તિ છે. આ આદિ અનેક યુક્તિનો આશ્રય કરી શાસ્ત્ર બ્રહ્મતત્ત્વનો આ રીતે બોધ કરે છે અને એ બોધ જે થાય છે તે જ બ્રહ્મજ્ઞાન છે, એથી અતિરિક્ત પ્રકારે એ જ્ઞાન થઇ શકતું નથી.

આ પ્રકારે શ્રુતિ, શાસ્ત્ર અને સદ્‌ગુરુશ્રીદ્વારા પ્રાપ્ત થયેલી વિવિધ યુક્તિવડે જે બ્રહ્મજ્ઞાન થાય છે તેને જ શાસ્ત્રમાં तत् પદનું શોધન કહે છે. આ રીતનું જ્ઞાન કોઇને લાગશે કે ઘણાને સહેલથી થતું હશે પણ એ માનવું ભૂલભરેલું છે. બ્રહ્મતત્ત્વ એટલું સૂક્ષ્મ તત્ત્વ છે કે સાધારણ મતિનો એમાં પ્રવેશ થઇ શકતો નથી. જે સૂક્ષ્મ બુદ્ધિમાન્ હોય છે અને જેમને સૂક્ષ્મ પદાર્થપ્રતિ વૃત્તિનું અવતરણ કરવાનો અભ્યાસ પડયો છે તેવા વિચારશીલ વિરલ સાધકને જ એ રીતનું જ્ઞાન થવાનો સંભવ આવે છે. તેમ છતાં આ જ્ઞાન તે પરોક્ષ તત્ત્વજ્ઞાન છે અને પરોક્ષ તત્ત્વજ્ઞાન મોક્ષનું સાધક સ્વીકારાયું નથી.

જેવી રીતે વિવિધ યુક્તિવડે બ્રહ્મતત્ત્વનું ઉપર જણાવ્યું તેમ જ્ઞાન થાય છે તે જ પ્રમાણે સાધકે પોતાના આત્માનું પણ જ્ઞાન મેળવવાની જરૂર રહે છે. ત્યાં એક રીતે સર્વને પોતાનો આત્મા અપરોક્ષ જ છે અને તેથી વૃત્તિદ્વારા જ્ઞાત જ છે. પણ સાધારણ રીતે જે આત્માનું જ્ઞાન છે તે આત્માના ઉપર બાઝેલા વિવિધ થરોને પણ અવલંબન કરનાર હોય છે. આમ હોવાથી જ હું કર્તા છું, ભોક્તા છું, સુખી છું, દુઃખી છું, ક્ષુધાપિપાસાવાળો છું, દેખું છું, સાંભળું છું, મનુષ્ય છું. બ્રાહ્મણ છું ઇત્યાદિ પ્રકારે કર્તૃત્વ, ભોક્તૃત્વ મનુષ્યત્વ, બ્રાહ્મણત્વ આદિનો ઉલ્લેખ થાય છે. પણ એ જ્ઞાન તે અધ્યાસરૂપ છે, સાચા આત્માનું જ્ઞાન છે પણ સાચા પ્રકારવાળું જ્ઞાન નથી. તેથી એ જ્ઞાનમાંથી જે અનાત્મધર્મનો ઉલ્લેખ થાય છે તેને બાદ કરવાનો રહે છે. સુખદુઃખાદિ બુદ્ધિરૂપ અનાત્મ પદાર્થના ધર્મો છે. કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ અહંકાર અને બુદ્ધિ આદિ અનાત્મપદાર્થના ધર્મો છે. ક્ષુત્પિપાસાદિ પ્રાણરૂપ અનાત્મપદાર્થના ધર્મો છે, મનુષ્યત્વ બ્રાહ્મણત્વાદિ સ્થૂલ શરીરરૂપ અનાત્મપદાર્થના ધર્મો છે. તેથી એ અનાત્મપદાર્થના ધર્મોનો આત્મામાં આરોપ કરવો એ સ્પષ્ટ રીતે મિથ્યા છે, અધ્યાસરૂપ છે માટે આત્મામાં એ ધર્મોનો અપવાદ કરતાં આત્મા સદ્‌રૂપ, ચિદ્‌રૂપ અને આનંદરૂપજ અવશિષ્ટ રહે છે. તેથી સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા હું છું એ જ્ઞાન

તે જ સત્ય આત્માના સાચા પ્રકારવાળું જ્ઞાન છે અને તે અપરોક્ષ જ્ઞાનરૂપ છે. આ રીતે વિવિધ યુક્તિથી પોતાનું સાચું જ્ઞાન મેળવવું તેને શાસ્ત્ર ત્વં પદનું શોધન કહે છે.

હવે જ્યારે એક પક્ષે ઉપરપ્રમાણે બ્રહ્મજ્ઞાન થાય છે અને બીજે પક્ષે આત્માનું જ્ઞાન થાય છે ત્યારે તે સાધકને "હું બ્રહ્મરૂપ"છું એ ઐક્યનું જ્ઞાન સહજ સ્ફુરે છે; એ ઐક્યનું જ્ઞાન તે જ મહાવાક્યાર્થનું જ્ઞાન છે, એ જ અપરોક્ષ તત્ત્વજ્ઞાન છે, અને એ જ જ્ઞાન મોક્ષસાધક થઇ રહેવાનું શાસ્ત્ર જણાવે છે. આ પ્રકારના ઐક્યજ્ઞાનનો પ્રકાર આપણા પરમાત્મા સદ્‌ગુરુશ્રીએ અનુત્તમ પ્રકારે શ્રી સિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્નમા આપણુ અને સર્વ વાચકવર્ગના હિતમાટે પ્રતિપાદન કર્યો છે. તે અતિ ઉપયોગી હોવાથી લક્ષપૂર્વક મનન કરવા સાધકબંધુઓને વિજ્ઞપ્તિ છે. એ માટે શ્રી સિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્ન–દ્વિતીયાવૃત્તિના–પૃષ્ઠ ૧૭૨ થી ૧૭૫ તથા પૃષ્ઠ ૧૮૯ થી ૧૯૦ જોવાં.

આ પ્રતિપાદનથી બ્રહ્મજ્ઞાનનો પ્રકાર સ્પષ્ટ થાય છે તથા એ જ્ઞાન જ્યારે હું બ્રહ્મ છું, તું બ્રહ્મ છે, આ આત્મા બ્રહ્મ છે ઇત્યાદિ મહાવાક્યાનુસાર જીવપરના ઐક્યને વિષય કરે છે ત્યારે જ અપરોક્ષ તત્ત્વજ્ઞાન થઇ રહે છે એ સ્પષ્ટ થાય છે. આ તત્વજ્ઞાન જ મોક્ષનું સાધક છે તથા જીવન્મુક્તિને આપનાર છે. પણ જીવન્મુક્તિના સુખને આપવા અર્થે આ અપરોક્ષ તત્ત્વજ્ઞાન માત્ર બસ નથી એમ શાસ્ત્ર જ કહે છે. એ માટે શાસ્ત્ર જણાવે છે કે ગમે તે પ્રકારનું અપરોક્ષ તત્ત્વજ્ઞાન સદ્યો મુક્તિ આપનાર નથી, પણ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન થાય છે ત્યારે જ તે જીવન્મુક્તિસુખને આપનાર છે. તેથી જ્ઞાન દૃઢ કેવી રીતે થયું કહેવાય તે વિચારવાનું રહે છે. આજે વિરલ સાધકોને અપરોક્ષ તત્ત્વજ્ઞાન થયેલું હોય છે છતાં તેમને જીવન્મુક્તિનો આનંદ કેમ તેટલો અનુભવગોચર થતો નથી તેનું કારણ પણ આ જ છે કે એ જ્ઞાનની દૃઢતા થવાની અપેક્ષા રહે છે.

એક વૈદ્ય દરદીની તપાસ કરે છે તથા અમુક અમુક ચિહ્નોથી તેને અમુક વ્યાધિ થયો હશે એમ અનુમાન કરવારૂપ નિદાન કરે છે પણ એ જ્ઞાન આટલાથી દૃઢ કહેવાતું નથી. જ્યારે એ નિદાન કરેલા વ્યાધિથી ઇતર કોઇ પણ વ્યાધિથી એ ચિહ્નો થવાનો અસંભવ

તેનો નિર્ણય થાય છે ત્યારે જ તે અનુમાનજ્ઞાન દૃઢ થયેલું કહેવાય છે. એ નિશ્ચય જ્યાંસુધી થતો નથી ત્યાંસુધી પ્રથમ થયેલ જ્ઞાન સંશયરૂપ જ કે સંભાવનારૂપ જ હોય છે પણ દૃઢ નિશ્ચયાત્મક નથી. જે જ્ઞાનથી વિપરીતનો અસંભવ નિશ્ચય થાય છે તે જ્ઞાન અંતરમાં દૃઢ થયેલું છે એ અત્ર નિયમ છે. આપણને પત્ર, પુસ્તક આદિનું પ્રત્યક્ષ વાંચતાં થાય છે. એ જ્ઞાન આપણા અંતરમાં દૃઢ થયેલું હોય છે કેમકે એ પત્ર નથી, પુસ્તક નથી એવું ગમે તે કોઇ કહે તો તેને આપણી વૃત્તિ માનતી નથી પણ તે કહેનારને આપણે હસી કાઢીએ છીએ. સામાન્ય મતિના—એટલે કે વેદાન્તાદિ શાસ્ત્રના સંસ્કારવિનાના મનુષ્યોના અંતઃકરણમાં પ્રત્યક્ષ દેખાતા જગતનું જ્ઞાન દૃઢ થયેલું હોય છે. કેમકે તેમને કોઇ કહે કે એ જગત્ નથી પણ બ્રહ્મ છે કે ઇતર કાંઇ છે તો તેમની મતિ એ કહેનારનો ઉપહાસમાત્ર કરે છે અને એ કહેનારનું કહેવું શ્રવણ પણ કરતી નથી. જ્ઞાન—પછી તે સત્ય જ્ઞાન હોય કે મિથ્યાજ્ઞાન હોય પણ—દૃઢ થયેલું ત્યારે જ કહેવાય છે કે એનાથી વિપરીત કલ્પનાનો અસંભવ છે અને એ જ્ઞાન જ સાચું છે એવો મતિમાં આરૂઢ નિશ્ચય થાય છે ત્યારે શાસ્ત્રની પરિભાષા વાપરી કહીએ તો અસંભાવના અને વિપરીતભાવનાથી રહિત જ્ઞાન તે દૃઢ જ્ઞાન છે.

'હું બ્રહ્મ છું', 'આ આત્મા બ્રહ્મ છે' એ અપરોક્ષ જ્ઞાનને દૃઢ થવા અર્થે એ જ્ઞાન અસંભાવના અને વિપરીતભાવનાથી રહિત થવું જોઇએ. જીવબ્રહ્મનું ઐક્ય એ જ્ઞાનનો વિષય છે તે અસંભવિત નથી એ વિવિધ યુક્તિથી મનમાં સિદ્ધ કરવું પડે છે. એનું નામ જ શાસ્ત્ર મનન કહે છે. વિવિધ યુક્તિઓ જેવી કે કાર્યકારણનો અભેદ, અધ્યારોપાપવાદ ન્યાય, અધ્યસ્તનો બાધ થયે અધિષ્ઠાનમાત્ર સત્ય રહે છે ઇત્યાદિવડે આ મનન કરવાનું હોય છે. એ મનનની બરાબર સિદ્ધિ થાય છે ત્યારે એ અપરોક્ષ જ્ઞાન સંભવે છે અને બરાબર ઘટે છે ઇત્યાદિ મનમાં ભાસે છે. તેમ છતાં ભેદવાસનાની પ્રબળતાને લીધે અને અન્યરૂપે કહીએ તો અવિદ્યાની મર્યાદામાં રહેવું થવાને લીધે એ જ્ઞાન સત્ય જ છે અને હું બ્રહ્મ નથી, એ જ્ઞાન ભ્રાન્તિરૂપ છે, અસંભવિત છે એવી પ્રતીતિ થતી નથી તે માટે સાધકે નિવૃત્તિના સર્વ પ્રસંગમાં અર્થાત્ વારંવાર અને બને તો તૈલધારાવત્ આ સર્વ બ્રહ્મ છે, આ આત્મા બ્રહ્મ છે. અહિં નાનાત્વ (ભેદ)

છે જ નહિ, એક અદ્વિતીય પરમાત્મતત્ત્વમાત્ર વિલસી રહ્યું છે એ ચાર શ્રુતિવાકયાર્થની પુનઃ પુનઃ ભાવના કરવાની જરૂર રહે છે. એ ભાવનાનો પટ અંતરને વારંવાર આપવાથી એને અનુરૂપ સંસ્કારો પ્રતિભાવનાએ વૃદ્ધિ પામતા રહે છે. જ્યારે એ સંસ્કારોની વૃદ્ધિ થાય છે ત્યારે તેના પ્રમાણમાં ભેદવાસનાના સંસ્કારો અંતરમાંથી પાછા હઠે છે અર્થાત્ ભુસાતા જાય છે અને પરિણામે એવો દૃઢ નિશ્ચય થઇ રહે છે કે હું બ્રહ્મ છું અને એક અદ્વિતીય તત્ત્વ જ સર્વત્ર વિલસી રહ્યું છે, નાનાત્વ છે જ નહિ ઇત્યાદિ તથા એથી વિપરીત અર્થ અસંભવિત છે. આવો દૃઢ અપરોક્ષ તત્ત્વબોધ થવો એ જ વેદાન્તસંમત તત્ત્વજ્ઞાન છે અને એ જ સદ્યોમુક્તિનું સાધક છે. હાલ તત્ત્વજ્ઞાન પામેલા મનુષ્યો પ્રસંગવશાત્ જણાય છે પણ તેમનામાં એ જ્ઞાનના મનન અને ભાવનાના અભાવે એ જ્ઞાન અદૃઢ હોય છે અને તેથી જ એ જામેલું નહિ હોવાથી—સંદિગ્ધ અથવા સંભાવનારૂપ માત્ર હોવાથી પોતાના કાર્યરૂપ મોક્ષનો હેતુ એ થતું નથી.

આ જ્ઞાન થવાથી એ જ્ઞાનનું સ્વરૂપ જોતાં જ સ્પષ્ટ જણાય છે કે કોઇ ઐશ્વર્યની પ્રાપ્તિ થતી નથી. ઐશ્વર્યમાં હમેશાં ન્યૂનાધિકતા હોય છે અને મોક્ષ સદા એક સરખો—ન્યૂનાધિકતાવિનાનો જ હોય છે. અને તેથી કરીને ઐશ્વર્યનાં સાધનોમાં પણ ન્યૂનાધિકતા હોય છે અને મોક્ષનું સાધક આ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન સદા સર્વત્ર એક સરખું જ હોય છે. વળી ઐશ્વર્યમાત્ર ઔપાધિક છે અને તે સમગ્ર અંશમાં પરમેશ્વરના ધર્મરૂપ છે અને પરમાત્માના ધર્મરૂપ નથી. તેથી જીવ પરમાત્મારૂપ છે એ જ્ઞાન થતાં એમાં ઐશ્વર્યની ભાવના જ આવતી નથી. તેથી સ્પષ્ટ છે કે એ જ્ઞાન ઐશ્વર્યની પ્રાપ્તિના સાધનરૂપ નથી પણ નિર્વિકાર, સમસ્વરૂપ મોક્ષનું જ સાધક છે કે જે વેદાન્તનું પરમ પ્રાશસ્ત્ય છે.

અહિં એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થશે કે જ્યારે આ તત્ત્વજ્ઞાનથી ઐશ્વર્યની પ્રાપ્તિ થતી નથી ત્યારે એ જ્ઞાન થયું છે એનો પુરાવો શો, એની ખાતરી શી ? એ જ્ઞાનને પામેલા અને નહિ પામેલામાં ભેદ શો ? આ પ્રશ્નનું ઉત્તર પ્રથમ તો એ કે અન્યને બ્રહ્મજ્ઞાન થયું છે કે નહિ તેને માટે વેદાન્ત શાસ્ત્રને જરા પણ સંબંધ નથી—અન્યને બ્રહ્મજ્ઞાન બરાબર થયું છે કે કાચું થયું છે એ જાણવાનું કામ

સાધકનું નથી. પ્રત્યેક સાધકે પોતાપ્રતિ જ લક્ષ કરવાનો છે. વેદાન્તશાસ્ત્ર વાતો કરવાનું શાસ્ત્ર નથી, અનુમાન કરવાનું શાસ્ત્ર નથી, આત્માથી અતિરિક્ત કોઇ પણ પદાર્થપ્રતિ દૃષ્ટિ નાંખવાનું શીખવનાર શાસ્ત્ર નથી, પરાક્પ્રવૃત્તિને અર્થે રચાયું નથી, પણ અનુભવનું શાસ્ત્ર છે, પ્રત્યેક સાધકે પોતે શું કરવું, કેમ કરવું અને કેવી રીતે વિશુદ્ધ જ્ઞાન આત્માનું પ્રાપ્ત કરવું એ પ્રતિ જ વેદાન્તશાસ્ત્રનો લક્ષ છે તેથી પોતાને દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન થયું છે કે નહિ તે જ સાધકે તપાસવાનું રહે છે અને એમાં જ તેમના અધિકારની ઉન્નતિ થવાનો સંભવ છે તેથી પારકી પીડા મુકી દઇ પોતાપ્રતિ લક્ષ કરવો એ વેદાન્તશાસ્ત્રનો પ્રથમ ઉદ્દેશ છે.

યદ્યપિ આ તત્ત્વજ્ઞાન ઐશ્વર્યની પ્રાપ્તિ માટે નથી છતાં એ જ્ઞાન જેમને થયેલું છે અને જેને એવુ જ્ઞાન થયું નથી તેમનામાં મહાન્ ભેદ છે. સત્ય વસ્તુ જ્યાં ત્યાં પોતાનો પ્રકાશ નાંખ્યા વિના રહેતી નથી. રજ્જુને સર્પરૂપે જાણનાર ભયને પામે છે ત્યારે તે તે રજ્જુરૂપે સત્ય જ્ઞાનવાળો, નિર્ભય થઇ રહે છે એ કોને અજ્ઞાત છે ? તેથી સત્ય જ્ઞાન અને મિથ્યા જ્ઞાનમાં જે મહાન્ ભેદ છે તે ભેદ અહિં સ્પષ્ટપણે દેખાય છે. અને એ ભેદ જોવાનું સ્થળ તે એ બંને પુરુષોની પ્રવૃત્તિ અને વૃત્તિ છે. જ્યારે દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાનવાળો મહાત્મા એ જ્ઞાનમાં નિમગ્ન થઇ રહેલો હોય છે ત્યારે તો એને આત્મતત્ત્વશિવાય અન્ય પ્રતીત જ થતું નથી. વિષયમાત્ર, જગતમાત્ર અદૃશ્ય થઈ રહ્યું હોય છે અને જેમ સમુદ્રમાં સ્થિત થયેલો પુરુષ ચારે દિશાએ જલ જલ જ જુએ છે તેમ આ મહાત્મા દશે દિશાએ સમ સર્વત્ર આત્માને જ જુએ છે એટલું નહિ પણ પોતે એજ આત્મારૂપ હોવાથી પોતાનું પણ ભાન એને હોતું નથી અર્થાત્ આત્માને કે કોઇને પણ એ જોતો નથી, જાણતો નથી. એવી સ્થિતિ એની હોય છે. એ સ્થિતિ દીર્ઘ સમય હોય કે અલ્પ ક્ષણ માત્ર હોય છતાં જ્યારે એ જ્ઞાનમાં નિમગ્ન થાય છે, ત્યારે સ્થિતિ આ પ્રકારની હોય છે અને તે સાથે એ સુષુપ્ત પણ નથી, અર્થાત્ અજ્ઞાનજન્ય નિદ્રાને વશ નથી. હવે જ્યારે એ પુરુષ આ સ્થિતિથી વ્યુત્થિત થયેલો હોય છે અર્થાત્ વ્યવહારદશામાં હોય છે ત્યારે જેમ અજ્ઞ પુરુષને આ જગત્ દેખાય છે તે જ જગત્ એ મહાત્માને પણ દેખાય છે. અજ્ઞ પુરુષ તેને ભીંત જુએ છે, સ્તંભ જુએ છે, સ્ત્રી પુરુષ જુએ છે તેને એ મહાત્મા કંઇ જૂદા જોતો નથી એટલે કે ભીંતને

સ્તંભ જોતો નથી, સ્તંભને ભીત જોતો નથી, સ્રીને પુરુષ જોતો નથી અને પુરુષ ને સ્રી જોતો નથી પણ એ સ્રીને સ્રી જ, પુરુષને પુરુષ. ભીતને ભીત અને સ્તંભને સ્તંભ જ જુએ છે. કારણ કે એ સમયે એમનો જાગ્રત્ અભિમાની ઇન્દ્રિયદ્વારા વ્યાપાર કરનાર થઇ રહ્યો હોય છે. આમ છતાં પણ અજ્ઞ પુરુષમાં અને આ મહાત્મામાં આ સમયે પણ મહાન્ અંતર વિદ્યમાન હોય જ છે. મૃગજલ સર્વને દૂરથી જલરૂપે જણાય છે પણ જેણે એ મૃગજલમાત્ર છે, સૂર્યના રશ્મિઉખર પ્રદેશપર પડવાથી નીકળતી હવામાત્ર છે એ ત્યાં જઇ અનુભવ કરી જોયો હોય છે તેને દૂરથી પુનઃ એ જલજેવું જણાય તોપણ તેના અંતરની સ્થિતિ અને જેણે એ પ્રદેશમાં જઇ જલનો અભાવ નિશ્ચય અનુભવ્યો નથી તેના અંતરની સ્થિતિ સમાન છે એમ કોણ કહી શકે તેમ છે ? કોઇ જ નહિ. અનુભવી મનુષ્યને દૂરથી જલ દેખાયા કરે પણ તે જાણે છે કે એ ભ્રાન્તિમાત્રછે. ત્યાં જલ છે જ નહિ અને અમુક પ્રકારની વરાળમાત્ર છે અર્થાત્ એને પૂર્વાનુભવની સત્ય સ્મૃતિ જાગ્રત્ હોય છે અને તેને મૃગજલનું સત્ય જ્ઞાન થયું નથી તે તો એને જલરૂપે માની રહ્યો છે. આ પ્રકારની આંતરસ્થિતિનો ભેદ હોવાથી બંનેની પ્રવૃત્તિમાં મહાન્ ભેદ પડે છે. અનનુભવી તૃષા લાગતાં તે ભૂમિપ્રતિ દોડે છે, તેથી પોતાની તૃષા શાન્ત થશે એમ માને છે અને પછી નિરાશાને અનુભવી અરણ્યમાં તૃષાની પીડાને સહન કરતો રહે છે ત્યારે આ અનુભવી પુરુષ એ જલ નથી એમ જાણનાર હોવાથી એ સ્થાનપ્રતિ દોડતો જ નથી, તેનાથી પોતાની તૃષા નિવૃત્ત થશે એમ માનતો જ નથી અને તેથી નિરાશાને અનુભવતો નથી અને અરણ્યમાં તૃષાની પીડાથી પીડાતો પડી રહેતો નથી પણ જ્યારે તૃષાનો બાધ જણાય છે ત્યારે સત્ય જલના સ્થાનપ્રતિ જ ગતિ કરી તૃષામુક્ત થઇ સુખી થઇ રહે છે આ પ્રમાણે એક આત્મતત્ત્વ જ સર્વત્ર વિલસી રહ્યું છે અને પોતે બ્રહ્મ છે એ જ્ઞાન જેનામાં દૃઢ થયું હોય છે તેને ભલે જગત્ જગતરૂપે પ્રતીત થતું જણાય પણ તે સમયે પણ જગત્માં એ બ્રહ્મતત્ત્વને જ જુએ છે, જગત્ જગત્રૂપે છે જ નહિ તેથી એને તેના પ્રતિ આસક્તિ થતી નથી અને આસક્તિજન્ય દુઃખનો ભોગ થતો નથી, સુખની આશાથી એ જગત્પ્રતિ દોડતો નથી પણ સુખાનુભવની ઇચ્છા થતાં જગત્ને વિલાવી બ્રહ્મદર્શનરૂપ સુખસાગરમાં જ નિમજ્જન કરે છે અને તેથી એનામાં વાસ્તવ દુઃખ, ભય, આસક્તિઆદિ હોતાં નથી પણ જ્યારે

ત્યારે શાન્ત, વીતરાગ, આનંદમગ્નરૂપે જ એ સ્થિત થઇ રહે છે. સંક્ષેપમાં એ જ કે શાસ્ત્રમાં સ્થિતપ્રજ્ઞનાં અને મુક્તનાં લક્ષણોને વર્ણવ્યાં છે તે સર્વ એને પોતાનામાં પ્રતીત થાય છે.

મનુષ્યોની પ્રવૃત્તિમાં બે મુખ્ય હેતુ છે; (૧) જ્ઞાન અને (૨) રાગદ્વેષાદિ અંતરના આવેશ. સાધારણ રીતે આ બે હેતુ મનુષ્યોમાં જાગ્રત્ રહે છે અને તેથી એકને અધીન કોઇ વાર પ્રવૃત્તિ થાય છે તો અન્ય પ્રસંગે અન્ય હેતુને અધીન પ્રવૃત્તિ હોય છે. ઘણા વિદ્વાન્ મનુષ્યો પણ પ્રસંગે અનીતિને માર્ગે રાગદ્વેષાદિ જ્ઞાને લઇને વહે છે એ આપણે જોઇએ છીએ. **जानामि पुण्यं न च मे प्रवृत्तिः । जानामि पापं न च मे निवृत्तिः ॥** પુણ્યાચરણ શું છે તે હું જાણું છું છતાં તે માર્ગે મારી પ્રવૃત્તિ થતી નથી અને પાપાચરણ શું છે તે હું જાણું છુ છતાં તેનાથી હું નિવૃત્ત થઇ શકતો નથી. આવું કહેવાનો અથવા જોવાનો વારો મનુષ્યને આવે છે તે શેને લીધે ? અજ્ઞાન તો અહિં કારણ જ નથી. પાપ શું છે, પુણ્ય શું છે તે નહિ જાણનાર મનુષ્ય તો પુણ્યનું સેવન પ્રસંગે નહિ કરે અને પાપનું સેવન પણ કરે. પણ પુણ્ય પાપ ઉભયને જાણનાર—અમુક આચરણ જો હુ કરીશ તો તે પુણ્યરૂપ છે અર્થાત્ વિહિત છે અને અમુક નિષિદ્ધાચરણ છે, પાપાચરણ છે એમ તે તે પ્રવૃત્તિના પ્રસંગો જાણનાર પણ પુણ્યમાર્ગે નહિ વહેતાં પાપને માર્ગે ઘસડાઇ જાય છે તેનું કારણ પુણ્યપાપનું અજ્ઞાન નથી જ. તો અન્ય કારણ એમાં રાગદ્વેષાદિજ હોવું ઘટે છે. રાગદ્વેષના આવેશનું બળ તેમનામાં એટલું જોરમાં થાય છે કે તે સમયે જ્ઞાનને કોરે હડસેલી દઇ, જ્ઞાનને દબાવી દઇને તે પુરુષાદિના ઇન્દ્રિયગ્રામને એ આવેશ પાપમાર્ગે વહન કરાવે છે, તેથી સામાન્ય સર્વ મનુષ્યોમાં જ્ઞાન અને પ્રવૃત્તિ સદા એક રૂપમાં આ કારણથી હોઇ શકતાં નથી. પ્રસંગે જ્ઞાન એક રૂપનું અને પ્રવૃત્તિ અન્ય રૂપની અર્થાત તેથી વિરૂપ હોઇ શકે છે.'

આ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાનવાળા મહાપુરુષમાં આ 'વિરૂપપણું ઘણે ભાગે અદૃષ્ટ થઇ જાય છે. પ્રથમ તો આ માર્ગે પ્રવૃત્ત થતા પૂર્વે જ શાસ્ત્ર નિત્યાનિત્યવિવેક અને વિરાગની અધિકારીનાં લક્ષણમાં સ્થાપના કરે છે. તેથી એ માર્ગે પ્રવૃત્ત થતા પૂર્વે અ.૩૯ નહિ તો સામાન્ય વિરાગની તો સિદ્ધિ હોય જ છે.' જ્યારે મનુષ્ય જગત્‌ને અસાર અનુભવે છે ત્યારે જ એ જગત્‌થી પર કોઇ સારરૂપ વિશ્રામસ્થાનની શોધ કરે છે. અને તે શોધના પરિણામમાં જ આ દિશામાં

તેની વૃત્તિ વળેલી હોય છે. આ સાથે એ પુરુષને સૂક્ષ્મ વિચારનું બળ હોવું જોઇએ છે કેમ કે નહિ તો પૂર્વે જણાવ્યા પ્રમાણે એની મતિ આ તત્ત્વને સ્પર્શ પણ કરી શકતી નથી. તેથી આરંભથી જ રાગની ન્યૂનાધિક નિવૃત્તિ હોય છે. રાગની નિવૃત્તિએ તેના પ્રમાણમાં દ્વેષની પણ નિવૃત્તિ હોય છે અને આંતર આવેશમાં આ બે જ મુખ્ય પ્રવર્તક હેતુ છે. અન્ય જે હેતુ છે તે આ બેના જ વિકારરૂપ છે. તેથી આ રાગની નિવૃત્તિને લીધે તથા સૂક્ષ્મ વિચાર કરવાના અભ્યાસને લીધે એ પુરુષને મન તથા ઇન્દ્રિયગ્રામપર સત્તા પ્રથમથી જ જામેલી હોય છે. વળી તે સાથે આ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને એ દૃઢ થાય છે ત્યારે દૃઢતાના પ્રમાણમાં પૂર્ણ વિરક્તિ એને થઇ રહે છે જે પદાર્થ મિથ્યા છે, છે જ નહિ તે માટે રાગદ્વેષ કેવી રીતે પ્રકટે ? તેથી આ જ્ઞાનના પરિણામમાં પણ વિરક્તિની વિશેષ સિદ્ધિ થાય છે. તેથી પછી એની પ્રવૃત્તિમાં જ્ઞાન માત્ર એક જ મુખ્ય હેતુ રહે છે તેથી સર્વ પ્રવૃત્તિ જ્ઞાનને અનુસરતી જ થઇ રહે છે અને તેથી ઉપરનું વિરૂપપણું એમનામાં દૃષ્ટ થતું નથી.

આ તત્ત્વજ્ઞાન શાસ્ત્ર કહે છે કે રાજસ તામસ અંતરમાં પ્રકટ થઇ શકતું નથી. એની ભૂમિકા, એનું ક્ષેત્ર તે સાત્વિક અંતઃકરણ છે. તેથી **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः**—પાપસંસ્કાર જે રજોગુણ અને તમોગુણમૂલક હોય છે તેનો ક્ષય થાય છે, ત્યારે જ પુરુષને તત્ત્વજ્ઞાન થાય છે એ શાસ્ત્રવચનાનુસાર એને એ જ્ઞાનની ઉત્પત્તિપૂર્વે જ નિષિદ્ધાચરણ છૂટી ગયાં હોય છે. તો પછી જો એમાં પ્રવૃત્ત કરાવનાર રાગદ્વેષાદિ છેક જ નહિજેવાં થઇ જવાથી એ નિષિદ્ધાચરણનો એમનામાં અભાવ થઇ રહે એ સ્વાભાવિક છે. તાત્પર્ય કે એ પુરુષ જાગ્રત્ રહી વ્યવહાર કરે છે તો તે શુભાચરણ જ હોય છે અને પાપાચરણ હોતું નથી.

વળી આ જ્ઞાન આપાતતઃ એમ લાગશે કે સર્વને સત્વર થઇ જતું હશે, પણ વાસ્તવિક અનુભવ તેવો કોઇનો દેખાશે નહિ. એ જ્ઞાન જ્યારે પરમેશ્વરનો અનુગ્રહ—સાચો અનુગ્રહ અને શ્રી સદ્ગુરુની અપાર કૃપા હોય છે ત્યારે જ થવાનો યોગ આવે છે. તેથી એ અનુગ્રહ અને કૃપાને લીધે પણ એમનું અંતઃકરણ નિર્મળ દર્પણજેવું થઇ રહેલું હોય છે. તેથી આ સર્વ હેતુથી સ્પષ્ટ થશે કે આ જ્ઞાનસંપન્ન મહાત્મા અને અજ્ઞ વ્યાવહારિક મનુષ્યમાં મહાન્ ભેદ છે તથા પોતાને યથાર્થ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન થયું છે કે નહિ તે સર્વ પો-

તાની મેળે પોતાનું નિરીક્ષણ કરવાથી તે તે લિંગથી જાણી શકે તેમ છે.

જેમને આ જ્ઞાન થયું હોય છે, દઢ જ્ઞાન થયું હોય છે તેમને પણ વાસનાસંસ્કાર શિથિલ દશામાં વિદ્યમાન હોય છે અને તે સાથે અવશિષ્ટ પ્રારબ્ધસંસ્કાર પણ હોય છે જેને લીધે વ્યુત્થાનની—દ્વૈતની પ્રતીતિ મિથ્યારૂપે પણ થાય છે. આ બે કારણને લીધે જેમ તે આરૂઢ જીવન્મુક્તિનો અનુભવ કરવો હોય તેમને માટે શાસ્ત્ર આ સ્થિતિ પછી પણ વાસનાક્ષય અને મનોનિગ્રહરૂપ યોગ બે સાધનો શાસ્ત્ર વર્ણવે છે. એ બેની સિદ્ધિ થયે જગતની મિથ્યા પ્રતીતિ પણ બંધ કરી શકાય છે અને વેદાન્તમાં જેને ષષ્ઠી અને સપ્તમી ભૂમિકા કહે છે તેમાં પ્રવેશ થઇ શકે છે. જેમને સોપાધિક પ્રારબ્ધ શેષ હોય છે અને જેઓ કર્મયોગનો આશ્રય કરવાથી મનોનિગ્રહમાં પ્રવૃત્ત થતા નથી અને તેથી વ્યુત્થાન સેવી પ્રવૃત્તિ સ્વીકારે છે તેમને વાસનાસંસ્કારો શેષ હોવાથી પ્રસંગે દુઃખાભાસ થવાનો યોગ આવે છે, પ્રસંગે ક્ષણવાર વિસ્મયનો પણ અનુભવ થાય છે, પણ એ પુરુષ સાવધાન થતાં એ બંને તિરોધાન થઇ રહે છે. આ પુરુષોને ઉચ્ચ પ્રાધાન્ય રહ્યું હોતું નથી તેથી જગતમાં લોકસંગ્રહાર્થે પ્રવૃત્તિ કરતા રહે છે અથવા તો પરમેશ્વરની આરાધના કરતા તેઓ સ્થિત થાય છે.

અનેક જન્મમાં કરેલાં ધર્માચરણ અને ઉપાસનાથી શ્રી ઇષ્ટ-શ્રીનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી જેમને આ તત્ત્વજ્ઞાનના માર્ગની ગડ બેશી ગઇ છે તેમણે એ જ્ઞાનનું પરિશીલન કર્યા કરવું અને એ જ્ઞાનને દઢ કરવું એ સર્વોત્તમ ઉપાય છે, સર્વોત્તમ કર્તવ્ય છે. પણ સાધારણ અને સુકર ક્રમ આ નથી. સાધારણ ક્રમ તો એવો છે કે વર્ણાશ્રમ-નાં વિહિત કર્મોના નિષ્કામપણે અનુષ્ઠાનવડે અંતઃકરણની પરિશુદ્ધિ કરી સગુણ બ્રહ્મરૂપ પરમેશ્વર, અથવા તેમના દિવ્ય લીલાવિગ્રહ અથવા જો મહા પુણ્યવશાત્ પ્રાપ્ત થયા હોય તો તેમના મનુષ્યલીલા-વિગ્રહની આરાધનારૂપ ઉપાસના કરવા પ્રવૃત્ત થવું. આ ઉપાસનાને લીધે શ્રીબ્રહ્મસૂત્રમાં **जगद्व्यापारवर्जं प्रकरणादसन्निहितत्वाच्च ॥४. ४. १७॥** ઇત્યાદિ સૂત્રમાં જણાવ્યા પ્રમાણે આ મહાપુરુષને જગતની સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર કરવારૂપ પારમેશ્વરૈશ્વર્ય શિવાયનું અણિમા મહિમા આદિ સર્વ પ્રકારનું શ્રી પરમેશ્વરનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. એ ઐશ્વર્ય પ્રાપ્ત થવાથી પછી સર્વ કામનાની નિવૃત્તિ

થઇ જાય છે અને દૃષ્ટાપદે એ મહાપુરુષ સ્થિત થઇ અંતે વિદેહ-કૈવલ્યને પ્રાપ્ત થાય છે. શ્રી પરમેશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી આ મહાપુરુષને સર્વ માર્ગ સરળ થઇ રહે છે. આ સર્વ વિચારીને જ શ્રીમદ્ ભ. ગીતામાં ૧૨ મા અધ્યાયમાં અર્જુને પ્રશ્ન કર્યો છે કે **एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते। ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥** આ રીતે નિત્યયુક્ત જે ભક્તો તમારી જ આરાધના કરે છે તે અને જેઓ અવ્યક્ત પરમાત્માનું ચિંતન કરતા રહે છે તેમાંથી યોગવિત્તમ કોણ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રી કૃષ્ણ ભગવાને ઉત્તર આપ્યો છે કે **येत्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते। ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः॥ क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्। अव्यक्ताहि गतिर्दुःखं देहवद्भिरवाप्यते॥ ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः। अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते॥ तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्। भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम्॥७॥** જે પુરુષો નિર્ગુણ અવ્યક્ત બ્રહ્મનું ચિંતન કરતા રહે છે તે સર્વ પ્રાણિના હિતમાં પ્રવૃત્ત થનારા મહાત્મા સાક્ષાત્ મને જ—પરમાત્માને જ પામે છે. પણ એ તેમના જ્ઞાનમાર્ગમાં તેમને અધિક ક્લેશ છે, અધિક શ્રમ છે કેમકે સ્વપ્રયત્ન-વડે જ તેમને આખો માર્ગ કાપવાનો રહે છે અને પ્રતિક્ષણે સાવ-ધાન રહેવાનું રહે છે અને તેથી દેહાભિમાનવાળાને માટે સાધારણ રીતે એ માર્ગ અત્યંત કઠિન પડે છે અને જેઓ સર્વ કર્મો મને અર્પણ કરી નિષ્કામ કર્મયોગને સાધતાં મારી જ—પરમેશ્વરની જ—ઉપા-સના કરતા રહે છે તેમને આ સંસારસમુદ્રથી હું મારી સત્તાથી સહજમાં ઉદ્ધરૂં છું. તેથી મારો અનુગ્રહ તેમને પ્રાપ્ત થવાથી તેમનો માર્ગ સરળ થઇ રહે છે અને ચ્યુતિનો ભય રહેતો નથી. તેથી સર્વ—સાધારણ નિર્ભયક્રમ સગુણ બ્રહ્મની ઉપાસના કરી તેદ્વારા દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાનના માર્ગે ચઢવાનો છે. શ્રીસદ્ગુરુપરમાત્માની અપાર કૃપાથી આ રાજમાર્ગ આપણા સાધકવર્ગને પ્રાપ્ત થયો છે તેથી તેમણે તો એ માર્ગે નિર્ભ્રાન્તપણે અસ્ખલિતરૂપે વહેતા રહી શ્રી ઇષ્ટશ્રીનો સાચો અનુગ્રહ પ્રાપ્ત કરી નિર્ભય અને કૃતકૃત્ય થવાનું સરલ છે. તેથી તેમણે તો એ માર્ગનું અવલંબન કરી શ્રીઇષ્ટશ્રીનું સ્મરણચિંતનાદિ ઉપાસના કરતાં તથા તત્ત્વજ્ઞાનને વિચારતાં રહેવું એ જ શ્રેયષ્કર છે.

**जे. जे. कणीया.**

॥ ॐ श्री ॥

# कीर्तन.

---

## जयगर्जन.

પદ ૧ ( મંછા માલણી, જીરે ગોરખ, એ લય. )

જય જય સર્વનો ! સર્વ લહી પ્રભુરૂપ જય ગર્જાવીએ,
જય પ્રભુનો ! પ્રભુતણા પ્રાણિનો જયજયકાર ! જય૦
જડતણો જય, ચેતનનો જય, જય હું, તું, ને તેહ જી,
ખનિજ–પશુસૃષ્ટિનો જય, જય નારી નરના દેહ; જય૦
નામનો જય, રૂપનો જય, જય અરૂપ—અનામ જી,
જય સકલના મૂલનો, જય મધ્ય—જય પરિણામ; જય૦
જય પ્રકટ, અપ્રકટનો જય, જય ત્રિગુણ—નિર્ગુણ જી;
ચલતણો જય–જય અચલનો, જય અપૂર્ણ–પ્રપૂર્ણ; જય૦
જીવનો જય, ઈશનો જય, જય ગુરૂ, જય શિષ્ય જી,
સાધુ જય, જય અસાધુ, જય જગત્ જય જગદીશ; જય૦
મૃત્યુનો જય, અમૃતનો જય, સેવ્ય જય, જય દાસ જી;
સકલનો જય પ્રેચ્છીએ લહી, સર્વમાં પ્રભુવાસ. જય૦

---

## आगतोने उच्च प्रदेशे विहार करवा निमंत्रण.

પદ ૨ ગરબી.

આવો, બંધુ–બહેની ! બનીને પંખિડાં,
ગગનવિહારી થાવા કરીએ પ્રયાણ જો;
વ્યોમવિષે દશદિશમાં નિર્ભય મહાલીએ,
સાચું એ છે સુખનું અદ્ભુત સ્થાન જો; આવો.
કાદવ કીચડવાળી નીચી ભૂમિમાં,
અથડાઈ શીદ કરીએ મલિન અંગ જો;
ઉંચા શુદ્ધ પ્રદેશે હાવે ઉડીએ,
આણી અંતરમાંહિ અધિક ઉમંગ જો; આવો૦

ક્રિયા—વિચારતણી સબળી પાંખો મળી,
ઉડવું જેથી નથી જરાય કઠિન જો;
વેગવડે આગ્રહને સંતત સેવતાં,
સહજે થઇ રહીશું એ ગગને લીન જો; આવો૦
સદ્વિચાર—સત્શાસ્ત્ર—સદ્ગુરુ સેવતાં,
ઉડવાનો ફળ સહજે થાતી સિદ્ધ જો;
એ સત્સાધનબળથી સદાય ઉડતાં,
પરિણામે થઇ રહેશું પરમ પ્રબુદ્ધ જો; આવો૦

**પ્રમોલાબહેન.**

## करुणार्थे श्री इष्टप्राति सार्द्र प्रार्थना.

પદ. ૩ ( ગાજી ગાજી, તું ગાને, એ લય. )

કરુણા સાચી, પ્રભુ કરજો અવધિ થઇ હવે,
વર દો રાચી, ટળે જનનમરણનો ફેરો ભવે.—ટેક.
તૃણનો મેરુ, મેરુનો તૃણ, અવર થકી નવ થાય,
સાર સકલ સામર્થ્યતણો છે, આપઅનુગ્રહમાંય;—કરુણા૦
નિશાતમે વિહ્વલ જીવ ધરતા, દિનકરનો અભિલાષ,
ધરૂં, અવિદ્યાતમપીડિત પ્રભુ—અનુગ્રહરવિની આશ;—કરુ૦
વિવિધ તીર્થસેવનથી થાતો, પાપ સકલનો નાશ,
આપ કરુણાતીર્થ પામતાં, મળે સ્વપદ અવિનાશ;—કરુ૦
સમુદ્ર ઉલંઘન થાએ જો, પવન હોય અનુકૂલ,
વ્યર્થ જતા નાવિકના યત્નો, થતાં જ તે પ્રતિકૂલ;—કરુ૦
તેમ પ્રયત્નો ભવ તરવાના, સાર્થક તો જ લહાય,
અનેક વિઘ્નો તો જ ટળે જો, અનુગ્રહ સાચો થાય;—કરુ૦
સાધનમાં પ્રીતિ વધતી જાવ, થાય કૃપાનું ભાન,
સત્વર ભાન કરાવી દો પ્રભુ ! અચળ ભક્તિનું દાન;—કરુ૦
અનેક અવગુણ પણ ના જોશો, જોશો ના અધિકાર,
કેવલ કરુણાથી પ્રભુ લેજો, કર ગ્રહી, શિશુ ભવપાર;—કરુ૦

**જમનાદાસ.**

## अविचारी जीवप्रति कर्तव्यकथन.

પદ. ૪ ( હજી વૈરાગ્ય ક્યાં ના'વે. એ લય. )

દશા કેવી થશે તારી, દશા કેવી થશે તારી,
સમજ કંઇ ઓ અવિચારી !
નેવે મૂક્યું તેં સદા, કરવાનું શુભ કામ,
જંપી ક્ષણ પણ શાંતિથી, સ્મરે નહિ પ્રભુનામ,
રુચે નહિ વાત કોઇ સારી, રુચે નહિ વાત કોઇ સારી,
દુસ્યની વાત રુચનારી; દશા૦
વલખાં નિશદિન મારતો, મેળવવા જગસુખ,
જે પરિણામે આપતા, ઉલટાં અગણિત દુઃખ,
ત્યજી તેની હવે યારી, ત્યજી તેની હવે યારી,
સ્વરૂપસુખમાં દે મન ઠારી; દશા૦
કથા શુણી શુણીને સદા, ફુટયા તારા કાન,
તોએ ના'વ્યું કંઇ તને, ઉરમાં બ્રહ્મજ્ઞાન,
શુણ્યું આચારે ઉતારી, શુણ્યું આચારે ઉતારી,
જીવનને લે તું ઉદ્ધારી, દશા૦
જળરેલાસમ ઝડપથી, આયુષ્ આ વહી જાય,
છેલ્લી અણીએ ચેતતાં, કંઇ નહિ પામી શકાય.
ઘડી ઘડી ઈશ સંભારી, ઘડી ઘડી ઈશ સંભારી,
બની જા સિદ્ધ અવતારી: દશા૦

**ઓ જ૦ વૈદ્યો.**

---

## साधुहृदयनिदर्शन.

પદ. ૫ ( જેનાં હૃદય પ્રભુપદ ધ્યાય, એ લય. )

પેલું સાધુહૃદયાકાશ, ત્યાં છે કેવો શુભ પ્રકાશ !
એ પ્રકાશ ન ચન્દ્ર કેરો, સૂર્યથી પણ છે અનેરો,
એ અખંડિત ખાસ;—
ક્લેશકેરૂં અભ્ર ના જ્યાં, પરમ અભય પ્રવર્તતું ત્યાં,
ચેતન કરતું હાસ્ય,—

દુષ્ટમાં પણ દુષ્ટ જનને, શુદ્ધ અનુગ્રહ પામવાને,
ત્યાં સદા અવકાશ;—
કામી ક્રોધી હોય ઉરે, પણ અભિમુખ થતાં પૂરે,
તેના પણ અભિલાષ;—
દુઃખની દુર્ગંધ લેશ ન, પામતો ત્યાં સ્થાન, તે જન,
ગ્રહે સુખ અવિનાશ;—
છોડી દર્શન અન્ય હાવે, સાધુહૃદયનું કરો ભાવે,—
દર્શન ધરી વિશ્વાસ;—

---

## तत्त्वप्रदेशमां विहरनार चित्त विहंगना स्वानुभवोद्गार.

પદ ૬ (મારા એકતારા એકતાર; એ લય)

હું તો કરૂં રમણીય ટહુકાર, હિમગિરિકેરા શિખરે રહીને,
કદી કદી ગગને વહીને, કદી કદી નીચે જઈને; હું તો૦
ઉંચે કે નીચે જાવું, મારે મન ભેદ ન તેમાં,
સઉથી અલિપ્ત હું રહેનાર; હિમગિરિ૦
નીચે હું જાઉં તોયે, કાદવથી ન રગદોળાઉં,
જળ—પદ્મસમ હું વિચરનાર; હિમગિરિ૦
ગગનવિહારી બની, હું ન અધિક ફુલાઉં,
સર્વદા સમસ્થિતિમાં રમનાર; હિમગિરિ૦
જગના જીવ—પક્ષી મિથ્યા, હર્ષ—શોક નાદો કરતાં,
વૃત્તિથી થઈને તદાકાર; હિમગિરિ૦
અહં મમતાને અંગે, વિકારો વિવિધ ઉદ્ભવતા,
ત્યજી અહંમમ હું રહું અવિકાર; હિમગિરિ૦
અગમ્ય કશું ન મારે, મસ્ત બની દશદિશામાં,
સ્વતંત્રપણે હું કરૂં વિહાર; હિમગિરિ૦
કોઈને મુજ સાથ ઉરાડું, કોઈને હું દુરથી ગાઈ,
ઉત્સાહપ્રેરક હું બનનાર; હિમગિરિ૦
મારામાં મસ્ત રહું હું, મુજમાં પૂર્ણત્વ લહું હું,
સુખસ્વરૂપ હું અપરંપાર; હિમગિરિ૦

**श्री ज० देषी.**

---

## संशोधन करीने इष्ट प्रत्यक्ष करवा प्रबोध.

પદ. ૭ લાવણી.

કોઇ તો શોધો પ્રભુને ભાઇ,
આપણુસાથે સ્નેહ કરી પછી, ક્યાં એ ગયા છુપાઇ; કોઇ૦
બાંધીને આપણી સાથ સગાઇ,
સૂત્રતન્તુસમ તોડી નાંખતાં, જેને થયું ન કાંઇ; કોઇ૦
જેમણે પોતાનાં પળમાંહિ,—
ગણ્યાં, અને પળમાં પણ પાછી, કરી દીધી જુદાઇ; કોઇ૦
અનાથને કીધાં સનાથ કર સ્હાઇ,
સહજે સનાથતાના સુખનું, સ્વપ્ન ગયું અળપાઇ. કોઇ૦
જેમનાં નેત્રથી આકર્ષાઇ,
મુખપ્રતિ જોતાંમાં આપણુને, તૃપ્તિ ન અનુભવાઇ; કોઇ૦
તેહ પ્રભુ હવે ગયા શું ભૂલાઈ,
જેને આપણા 'પ્રિયતમ' કહેતાં, જીભ ન હતી સુકાઈ. કોઇ૦
જ્યાં સુધી શક્યા ન પ્રભુ શોધાઇ,
ત્યાં સુધી આપણી સાધકચેષ્ટા, જાણવી માત્ર ભવાઇ; કોઇ૦
પ્રીત પ્રભુસહ સાચી જોડાઇ,
તો નરહરિ પ્રત્યક્ષ કર્યાવિણ, જંપશો જરી પણ નાહિ. કોઇ૦

---

## हृदयमां दर्शन देवा इष्टने वृत्तिनुं प्रेमभावे निवेदन.

પદ. ૮ (કોઇ હરિના વિયોગીને; એ લય.)

આવો આવોને નાથ! પ્રેમપુષ્પે વધાવું,
પુષ્પે વધાવું. મારે હૈયે પધરાવું; આવો૦
મલકાતા મુખડાના મારા સ્વામિને,
દૂરથીએ ન્યાળી હું મુખડું મલકાવું; આવો૦
ઉમળકાના આવેગે બોલી બેસું કાંઇ કાંઇ,
ભૂલું જોવું બીજું. પીવું ને ખાવું; આવો૦
હર્ષાશ્રુ નેત્રથી ખાળ્યાં ખળાય ના,
વાણી બંધાતી શું બોલી બતાવું! આવો૦

અણુઅણુમાત્ર મુજ કંપી ઉઠયાં છે,
ક્યારે ભેટી આપના રૂપ થાઉં; આવો૦
પ્રીતે પધારો પ્રાણ ! હૃદયનાં મહોલમાં,
આપ મારા, આપની હું ક્યારે કહેવાઉં ? આવો૦

પ્રમીલાબહેન.

## परिमित जीवभावथी निवृत्त थइ अपरिमित स्वरूपानुभव करवा साधकोने उपदेश.

પદ ૯ ( પ્રભુ કેમ ન દર્શન આપે, એ લય, )
પરિમિતપણું બંધુ ! ટાળો, અપરિમિતે અંતર વાળો,
સંકુચિત વિચારને ખાળો, આત્મદ્રષ્ટિથી વિશ્વને ભાળો.
અલ્પજ્ઞતા, અજ્ઞાન, આસક્તિ, છે પરિમિત વિચાર,
પરતંત્ર, અજ્ઞાની, દીન, દુઃખી, એ, જગને સદા રાખનાર; પરિ૦
જીવત્વના સંકુચિત કુંડાળા—માંથી નીકળી બહાર,
અપરિમિત આત્મ—સિંધુમાં પડવા, થાઓ તમે તૈયાર; પરિ૦
અપરિમિત સ્વરૂપાનુભવ, આપે અમરતા સદાય,
પરિમિત જીવત્વ મૃત્યુ દે છે, ફરી આ ભવચક્રમાંય; પરિ૦
હુંવિણ અન્ય વસ્તુતણું અસ્તિત્વ, જગમાં ન ક્યાંહિ દેખાય;
ત્યારે બંધુ ! પરિમિતપણાની, સીમા ઉલંઘી કહેવાય; પરિ૦
મેળવવાને દિવ્ય અમરતા, કમર કસો બંધુ ! સર્વ,
વિશાળ ભાવના રાખો વિચારે, મૂકી સંકુચિત ગર્વ; પરિ૦
આ પરિમિત પ્રદેશે રહ્યા લગી, મળશે ન સાચું સુખ,
ફરીને વિહર અપરિમિતસ્વરૂપે, ભાળો પ્રભુને સંમુખ; પરિ૦

श्री ज० देवी.

## हृदयपूर्वक अने आचारसिद्ध शब्दो ज अन्यनुं वास्तव हित साधे छे.

પદ. ૧૦
મેં તો શુણ્યા ઘણાના શબ્દ, આ સઘથી પણ બહુ મીઠા,
પણ તેણે મુજ જીવનમાં હિતમાર્ગો ઉઘાડ્યા ના,
કાં જે એ મીઠા શબ્દો તો, હતા માત્ર મોંડાના; મેં તો૦

મેં તો શુણ્યા ઘણાના શબ્દ, બહુ હિમતભરીયા—શૂરા,
પણ તેથી મુજમાં શૂરપણું કે હિમત ના ઉછળી,
કાં જે એ તો સઘળા શબ્દો, હતા ઉછીના—નકલી; મેં તો૦
મેં તો શુણ્યા ઘણાના શબ્દ, બહુ શાસ્ત્રીય જ્ઞાનભરેલા,
પણ તેણે મુજ મન ન સુધાર્યું, કે જીવત્વ ન ટાળ્યું,
કાં જે એમાં અનુભવનું અજવાળું લેશ ન ભાળ્યું; મેં તો૦
મેં તો શુણ્યા ઘણાએ શબ્દ, બહુ પ્રેમવડે ઉભરાતા.
પણ તે પ્રેમથી મુજ અંતરને મળ્યું નહિ આશ્વાસન,
કાં જે આત્મત્યાગતણું તેસાથે થયું ન દર્શન; મેં તો૦
શબ્દોમાં આચારસિદ્ધિવિણ, ચેતનતા ના આવે,
શબ્દો સફળ બને તવ જ્યારે, ઉરથી આત્મા બોલાવે; મેં તો૦

---

## સંસારભ્રમણથી શ્રમિત થયેલા જીવોની શ્રી ઈશશરણતા-નિમિત્ત સ્તુતિ.

પદ. ૧૧ ( આ સ્વપ્નાસમ સંસાર, એ લય. )

અમે આવ્યાં પ્રભુ ! તમ દ્વાર, થાકી ફરી સંસારે,
જગ—અનુભવ થયા અપાર, એમાં ન સાર લગારે.
સત્પુરુષોતણી શુણી ન વાણી, નિજ ડહાપણને આગળ આણી,
લેવાને સુખો,—દોડયાં, મળ્યાં પણ દુઃખો,
ભાગ્યાં હાડો, પડી માર રે; અમ૦
માયામાં ખાધાં બહુ ગોથાં, આમ્રની સાટે પામ્યાં કોઠાં,
ભાગી ન ભુખ આ, કહીએ વ્યથા ઉરની ક્યાં,
ભટક્યાં થઇ અબુધ ગમાર રે; અમ૦
પણ કાંઇ હશે સુભાગ્ય અમારૂં, હાથ આવ્યું આ સ્થાન તમારૂં,
જાણીને ગંગા, નાંખ્યા અમે તો અડંગા,
છો તમે જ તારણહાર રે; અમ૦
મારો કે પ્રભુ હાવે તારો, ભૂલો અમને કે સંભારો,
રહીશું આ દ્વારે, મરીશું અમે આ દ્વારે,
એક જરી પણ નથી ખસનાર રે; અમ૦

નિહાળશો અવગુણ ન અમારા, સદા રાખીને શરણ તમારા;
કરજો અમારૂં, સહુ વાતે સારૂં સારૂં,
ઓ જયન્તીજીવનાધાર ! રે; અમ૦

શ્રી જ૦ દેવો.

## માનવી !

પદ. ૧૨

માનવી ! વજ્ર થા, ના વીંધાઇશ કદી, તુજતણા દુઃખના કોટિ બાણે,
માનવી ! કુસુમ થા, જોઇ પરદુઃખને, ધા તરત તેમના પરિત્રાણે.
માનવી ! સૂર્ય થા, જેથી સઘળું તિમિર, તુજથી આઘું–આઘું જ ભાગે,
માનવી ! તિમિર થા, અન્યના દોષજવ, દેખવાનો સમય આવી લાગે.
માનવી ! થૈ તું લ્હાવાતણો રસ, કરી ખળખળ [તુજ] કષ્ટ પ્રદેશે પ્રસરજે,
માનવી ! થૈ સુકોમલ સરિતનું ઝરણ, સર્વપર સ્નેહસિંચન તું કરજે.
માનવી ! ક્રૂર થા, દુષ્ટ દોષાદિપ્રતિ, તુજ ઉરે પ્રવેશાવીશ ન તેને,
માનવી ! કરુણ થા, અન્યની ભુલપર, આખરે એહ પણ જીવ છેને.
માનવી ! અગ્નિ થૈ [તુજ] જ્વાળ. અજ્ઞાન ને અવિદ્યા ઉપર ફેલાવજે તું,
માનવી ! ચન્દ્ર થૈ પોયણાસરીખડા પ્રાણિપ્રતિ અમૃત ફેલાવજે તું.
માનવી ! સકલસંપત્તિસંપન્ન થૈ, યોજીને યોગ્ય માર્ગે તું તેને,
માનવી ! વિશ્વમાં નિજ અને પરતણાં, રમ્ય કલ્યાણ કંઇ સાધી લેને.

## જ્ઞાતવ્યના અનુભવપછી અન્યને જ્ઞાનનો કરેલો ઉપદેશ ફલજનક થાય છે.

પદ ૧૩ ( માનવદેહમાં જીરે, એ લય. )

શોધી સત્યને, જી રે પછી આ વિશ્વને સુધારજે.
મધ્યબિંદુ હાથ કરજો, રડવડો નહિ બહાર; શોધી૦
મધ્યબિંદુમય જીવન જો. આપણું થઇ જાય જી,
ગુરૂત્વાકર્ષક નિયમથી, ખેંચાશે સમુદાય; શોધી૦
સૂર્યનું જીવન જુઓ, શીખવે ખરૂં વેદાંત જી,
બળ ગ્રહી, પામે ઉદય કંઇ, કરે ન જાહેરાત; શોધી૦

સૂર્ય આ ઉગતાં સચેતન, જગત્ તત્ક્ષણ થાય જી,
ખીલે પુષ્પો, વહે નદીઓ, જનો જાગી જાય; શોધી૦
પૂર્ણ જીવનશક્તિથી ભરપૂર રહે રવિ નિત્ય જી,
વિશ્વથી નિઃસ્પૃહ રહે પણ, વિશ્વ ધરતું પ્રીત; શોધી૦
જીવનચર્યા આવી કરજો, સત્યનો કરી શોધ જી,
મૂકી રહેશો પણ તમારો, જગત્ શુભ બોધ, શોધી૦
પરીધમાં ભમતાં કદી નવ; સત્યઅનુભવ થાય જી,
મધ્યબિંદુ નિજાત્મમાં ઠર્યે, સત્યરૂપ થવાય; શોધી૦

શ્રી જ૦ દેષો.

## આશ્ચર્ય છે પ્રભુ !

પદ. ૧૪ (ન્યારી સ્થિતિ આ વિશ્વમાં, એ લય.)

આશ્ચર્ય છે પ્રભુ ! આ જગતથી માનવી ઝાઝું ડરે,
પણ આપનાથી કોઇ પણ ડરતો ન દેખાતો ખરે.
આશ્ચર્ય છે પ્રભુ ! જગત્અર્થે માનવી મહેનત કરે,
પણ આપ જગદીશ્વરપ્રભુઅર્થે ન કરતો કંઇ અરે !
આશ્ચર્ય છે પ્રભુ ! જગભયે જન પાપ છૂપાં આદરે,
પણ આપથી છૂપું ન એ, જાણે છતાં ભય ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ ! જગતણા ક્ષુદ્રોની સેવા સૌ કરે,
પણ આપ સર્વોત્તમતણી તે તો સ્પૃહાએ ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ ! જન જગત્–ઐશ્વર્યખાતર મરી મથે,
પણ ના ચઢે પ્રભુ ! આપ દૈવીવિભવપ્રાપ્તિના પથે.
આશ્ચર્ય છે પ્રભુ ! દુઃખ સહે, ભયને સહે, વિપદો સહે,
પણ એ વિનાશી જગત્–સુખને જન ફરી ફરીને ચહે.
કારણ ભૂલીને કાર્યઉપર આ જગત્ મશ્ગૂલ છે,
પણ તેમના પ્રારબ્ધમાંહિ રત્નસાટે ધૂળ છે.
માગ્યું નિરંતર નાથ ! હું બીજું બધું હો કે ન હો,
(પણ) પ્રાપ્તવ્ય મુજ એક આપ હો; એક આપ હો; એક આપ હો.

## कोण छे ब्रह्मरसना भोगी ?

પદ. ૧૫ ( ઓ જીવડા, જાગીને જોતાં જગ ખોટું રે જી, એ લય.)

આ વિશ્વમાં, તેજ છે બ્રહ્મરસના ભોગી રે જી,
સર્વ સ્થિતિ, સર્વ દેશ ને કાલમાંહિ, અખંડ છે જે હરિસંયોગી રે; આ૦
જેના હૃદયની વાટિકામાંહિ, અનુભવ પુષ્પો રહે ખીલ્યાં રે જી,
સદ્ગુરુ–શાસ્ત્રતણી બોધવૃષ્ટિનાં જેણે, ઝાપટાં સંતત ઝીલ્યાં રે; આ૦
જેના ચિત્ત–આકાશમાં મોહકેરૂં, નાનું પણ અભ્ર ના જણાયે રે જી,
વિષયની પ્રાપ્તિ કે વિષયઅભાવકાલે, નિર્વિક્ષિપ્ત જે સદાયે રે; આ૦
મૂર્ધમાં વિલસતા ચિદ્દભાનુને જેનાં, નયનકમલ સદા ન્યાળે રે જી,
અંતઃસત્ત્વાંસિન્ધુ ચિતિચન્દ્ર જેનો, અખંડ અત્યન્ત ઉછાળે રે; આ૦
જ્વલંત વિરાગરૂપી મદને ઝરંતો જેનો, મનમાતંગ મસ્ત ડોલે રે જી,
સૂક્ષ્માત્સૂક્ષ્મ પરાત્પરતત્ત્વમાં, બુદ્ધિવૃત્તિને જે ઝબોળે રે; આ૦
સ્વલ્પમાં, જેના અંતરથી સર્વની, સાથેના સમ્બંધ છૂટ્યા રે જી,
ઉપેન્દ્ર સ્વરૂપે જેની લગની રહે લાગી, બ્રહ્મના રસને તેણે લૂંટ્યા રે; આ૦

---

## संसारतरणनिमित्त अभिमानीनी मनप्रति सोत्साहोक्ति.

પદ. ૧૬ [ જુઓ વિચારી આપ્યું પેલીએ જીવતરમાં શું; એ લય. ]

મારા અંતરના સાચા સ્નેહિ ! તું ચાલ આરે,
જેજે પળમાં તરી જઇશું, આપણ સામે કીનારે.
અનુકૂલભાવે જો તું મારો છે સંગી,
તરવો સંસાર એમાં મોટા છે ભાર શા રે ! મારા૦
ક્લેશ–ગભરાટ આપણ લેશ ન કરશું,
હસતાં–ખેલંતાં જઇશું સહજમાં સામી પારે; મારા૦
ભીતિ ન લેશ ધરશું, પ્રીતિથી સહજે તરશું,
પ્રભુનાં મીઠાં સંગીત ગાતાં વહીશું વ્યવહારે; મારા૦
મોટા વમળને જોઇ, મોટા ખડકને જોઇ,
જીવનનું નાવ ચક્રે ચઢવીશું ના લગારે; મારા૦
ગંતવ્ય[1] સ્થાનપ્રતિ, એક દૃષ્ટિને સ્થાપી,
પ્રભુની લીલાને જોતા વહીશું આ પારાવારે[2]; મારા૦

---

૧ જવાના. ૨ સંસારરૂપી સમુદ્રમાં.

ચાલ ઓ ચાલ મારા સદાના સંગાથી વહાલા !
વાર હવે કરીશ તો બનશે નહિ મારે તારે. મારા૦

ભો જ૦ દેપો.

---

## શ્રી ઇષ્ટપ્રતિ વૃત્તિના વિવિધ ભાવો.

પદ. ૧૭ (સાચી વિદ્યાની દેવી શારદા, એ લય.)

તમે અમારા, અમે આપનાં રે, પ્રભુ! સદૈવ છઇએ,
હાં હાં રે પ્રભુ! સદૈવ છઇએ,
તમે અમમાં, અમે આપમાં રે, પ્રભુ! સદૈવ રહીએ; હાં હાં રે પ્રભુ૦
તમે કુસુમ અમે પાંખડી રે, તમસંગે ખીલીએ; હાં હાં રે તમ૦
અમે કાજળ તમે આંખડી રે, તમમાં ઓગળીએ; હાં હાં રે તમમાં૦
તમે શ્રીફળ અમે કાચલી રે, રહીએ તમસંગે; હાં હાં રે રહીએ૦
તમે વેલી ને અમે ડાંખળી રે, રહીએ તમ અંગે; હાં હાં રે રહીએ૦
તમે આકાશ અમે વાદળી રે, અમે તમમાં ભળીએ; હાં હાં રે અમે૦
તમે વાદળ અમે વીજળી રે, તમમાં ઝળહળીએ; હાં હાં રે તમમાં૦
તમથી અમે શોભાઇએ, તમથી પોષાઇએ; હાં હાં રે તમથી૦
તમમાં અમે શમાઇએ રે, તમથી ઉદ્‌ભવીએ; હાં હાં રે તમથી૦
ન્યારાં ન અમને જાણશો, અમે છીએ તમારાં; હાં હાં રે અમે૦
ઉપેન્દ્ર કરુણા આણશો, તમે થઇને અમારા; હાં હાં રે તમે૦

---

## आरूढ ज्ञानदशानो अनुभव.

પદ. ૧૮ ગઝલ.

અમે જાગ્રત્ થયાં હાવે, ગયું સંસારનું સ્વપ્નું,
હતું જે સત્ય તે જોયું, ગયું અજ્ઞાનનું સ્વપ્નું,.
નિહાળી સ્વપ્ન સુખોને, અમે રાચ્યાં, લહી સાચાં,
રડયાં, દુઃખ જોઇ, માનીને, ખરૂં સંસારનું સ્વપ્નું.
કંઇ વિગ્રહ અને ક્લેશો, કર્યા ભ્રમમાંહિ ભૂલીને,
કર્યું મારૂં અને તારૂં, જોઇ સંસારનું સ્વપ્નું.
ગઇ નિદ્રા, હવે ઉરમાં, ઉગ્યો ચૈતન્યનો ભાનુ,
થયું છે સત્યનું દર્શન, જતાં સંસારનું સ્વપ્નું.

નથી ભોક્તા અને ભોગો, નથી આ દશ્ય કે દ્રષ્ટા,
ન કાર્યો ને વળી કર્તા, જણાતું તે હતું સ્વપ્નું.
અરે નિદ્રિત જનો જગના ! ઉઠોને સત્ય જોવાને,
અનુભવથી અમે કહીએ, જગત્ સાચું ન, પણ સ્વપ્નું.
શ્રો ગ૦ દેવી.

## केवी स्थितिवाळो मनुष्य इष्टदर्शन करवा समर्थ थाय छे.

પદ. ૧૯ ( અંતરરે, અહાહા, એ લય. )

ઓ પ્રભુદર્શનચહાનાર ! પ્રભુકાજે શું કર્યું તે વિચાર.
પ્રભુખાતર અશ્રુધારા શું વહી તારા નેત્રોથી રાતોની રાત !
કદી પણ તેં તુચ્છવત્ જાણી છે, પ્રભુની ખાતર તારી જાત રે ! ઓ૦
પ્રભુની ખાતર એવો કદીએ બની ગયો છે શું તું ઉરથી ઉદાસ,
અન્ન ન ભાવતાં, ભાણાં ભર્યાં, ખાધાવિણ રહ્યાં પડી તુજપાસરે ! ઓ૦
વસ્ત્ર ગમે નહિ પહેરવાં, બોલવું કરવું ગમે નહિ કાંઇ,
પ્રભુવિણ એવી દશા તેં શું ક્ષણ પણ, અનુભવી છે ઉરમાંહિરે ? ઓ૦
જાગરણો કીધાં કેટલાં પ્રભુની ખાતર કહે તે તો ભાઇ !
મોજમઝા કહે કેટલી ત્યાગી, પ્રભુઅર્થ ત્યજી શી કમાઇ રે ! ઓ૦
પ્રભુને ખાતર કીર્તિ-ધન દેનારા, વ્યાપારોને મારી લાત,
કહે તેં પ્રભુઅર્થે કેટલો કાળ છે, ગાળ્યો જઇ એકાંત રે ? ઓ૦
દષ્ટિ પ્રભુમાં, વૃત્તિ પ્રભુમાં, ચિત્ત ને મન પ્રભુમાંહિ,
સ્મૃતિમાં પ્રભુ, વાણીમાં પ્રભુ, ધ્યાનમાં પ્રભુ,
એવું અનુભવ્યું કાંઇ રે ! ઓ૦
પ્રભુ ન મળે કદી વિષય સેવ્યે અને, પુરુષાર્થે રાખ્યે આલસ્ય,
પ્રભુઅર્થ અર્પવું સઘળું જીવન એ જ, પ્રભુદર્શનનું રહસ્ય રે; ઓ૦

## अभिमानीनो स्वस्वरूपथी अभेदानुभव.

પદ. ૨૦ ( મારા અંતરે પધારો, એ લય. )

મારા સ્વરૂપવડે બહિર્—અન્તરાલ, સદાકાલ,
વિલસી રહ્યો હું બ્રહ્માંડમાં.
મારામાંહિ 'હું'. સમગ્રતણું ભાસવે,
રહું વ્યાપ્ત સર્વ શૂન્યમાં ને લેશવે;
હુંમાં અનુભવું આ સર્વ કાંઇ સૂક્ષ્મ ને વિશાલ; વિલસી૦

મારા ઉપર નામ—રૂપ આ કલ્પાય છે,
મારા બલથી સર્વ ચેષ્ટિત જણાય છે,
મારા અંશરૂપઃ મધ્ય, આ આકાશ ને પાતાલ; વિલસી૦
જડ—ચેતન એ ભેદ સ્થૂલ દૃષ્ટિના,
સત્ય, અન્ય કાંઇ છે નહિ મારા વિના,
મારા હુંપણામાં આવી શમનાર થતા ન્યાલ; વિલસી૦

## आनन्दवर्षण.

પદ. ૨૬ ( અનુભવો વીરો અંતરબહિર, એ લય. )

આનન્દ આનન્દવર્ષણ થઇ રહ્યું, આનન્દમાં મહાલો,
સદા હવે, આનન્દમાં મહાલો.
વાયુમાં આનન્દ, તેજમાં આનન્દ, આનન્દ સુખાળો,
પૃથ્વીમાં આનન્દ, પાણીમાં આનન્દ, આકાશમાં ભાળો,
આનન્દને આકાશમાં ભાળો; આનન્દ૦
વાણીમાં આનન્દ, વિચારે આનન્દ, આનન્દે બોલો ચાલો,
સર્વમાંથી ગ્રહો આનન્દ, આનન્દ સર્વને આલો;
મહાનન્દ સર્વને આલો; આનન્દ૦
આનન્દમાં રહો, આનન્દમાં વહો, આનન્દ ઉછાળો,
આનન્દમય પ્રભુ સર્વત્ર વિલસ્યા, તેમને નિહાળો,
અન્તર્બાહ્ય તેમને નિહાળો, આનન્દ૦
વિશ્વ સમગ્ર આ અન્ય ન પણ એ તો, આનન્દનો માળો,
આનન્દથી વસી તેમાં સદોદિત, આનન્દમાં ગાળો,
જીવન પૂર્ણ આનન્દમાં ગાળો. આનન્દ૦